# ઉસ્તાઝુલ અસાતિઝા હઝરત અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી رحمۃ اللہ علیہ

## જીવન ચરિત્ર, ખિદમતો, ખૂબીઓ અને કારનામાં


**અઝ : હઝરત મૌલાના નફીસ અહમદ મિસ્બાહી**

(ઉસ્તાદ જામિઆ અશ્રફિયા—મુબારકપુર)

**અનુવાદક : હઝરત મૌલાના મુફ્તી મુહમ્મદશાકિર પટેલ મિસ્બાહી દયાદરવી** (હાલ : લેસ્ટર, યુ.કે.)



**અંજુમને રઝાએ મુસ્તફા—દયાદરા**

પ્રકાશક

GRWB/059/Bharuch/02 C/o. ફયઝાને રઝા મંઝિલ,
મુ.પો. **દયાદરા**, તા. જિ. ભરૂચ
પિન. ૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨) (ઓફિસ) ૨૮૦૦૧૧,
(ઘર) ૨૮૦૧૯૨, ૨૮૦૨૯૨ , મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧
Email : anjuman2006@hotmail.com

પ્રકાશન નં.: ૧૬૨ આવૃત્તિ—૧ પ્રત : ૪૫૦૦

૨૨—જમાદીઉલ આખર હિ.સ. ૧૪૨૯ જૂન—૨૦૦૮


પોસ્ટકાર્ડ લખી કે SMS કરી મફત મંગાવો !

94274 64411 | 94278 17399


**નૂરાની આર્ટ-દયાદરા**


## અનુક્રમણિકા

# હમારે મોહસિનો રહબર વજીહુદ્દીન ગુજરાતી رحمۃ اللہ علیہ

અઝ : જનાબ 'તબસ્સુમ' અઝીઝી........................

હમારે મોહસિનો રહબર વજીહુદ્દીન ગુજરાતી
હૈં ચર્ખે ઈલ્મ કે અખ્તર વજીહુદ્દીન ગુજરાતી

કરમ કર કીજીયે હમ પર વજીહુદ્દીન ગુજરાતી
નિગાહે લુત્ફ ફર્મા કર વજીહુદ્દીન ગુજરાતી

નહીં થા સારે હમ અસ્રોંમેં કોઈ આપ કા ષાની
અમલ ઔર ઈલ્મ કે પયકર વજીહુદ્દીન ગુજરાતી

હમેશા આપ કા ફત્વા જહાંને મુસ્તનદ માના
હૈં અહલે ઈલ્મ કે અફસર વજીહુદ્દીન ગુજરાતી

ગિરોહે અસ્ફિયામેં આપ કા હૈ મર્તબા આ'લા
મુહમ્મદ ગ઼ૌષ કે મઝહર વજીહુદ્દીન ગુજરાતી

બહાઉદ્દીન આપ કે હી જદ્દે અમજદ હૈં
અય ગ઼ૌષે પાક કે દિલબર વજીહુદ્દીન ગુજરાતી

બનાયા મશ્ગલા તસ્નીફ ઔર તાલિફ કો અપના
રહે તદરીસ કે રહબર વજીહુદ્દીન ગુજરાતી

વજાહત ક્યૂં ન મિલતી દીને હક઼્ક઼ કો આપ કે દમસે
હુવા જબ નામ હી અશ્હર વજીહુદ્દીન ગુજરાતી

જો હોતા મસ્અલા ઉલઝા હુવા ફૌરન હી સુલઝાતે
હદીષે મુસ્તફા પળ્હકર વજીહુદ્દીન ગુજરાતી

હૈ 'વલહુમ જન્નતુલ ફિરદૌસિ નુઝુલા' તેરે મરને પર
વિસાલે યાર કી મઝહર વજીહુદ્દીન ગુજરાતી

**'તબસ્સુમ'** કો મએ ઉલ્ફત પિલા દો અપની આંખોંસે
કિસી શબ ખ્વાબમેં આકાર વજીહુદ્દીન ગુજરાતી



# પ્રકાશક તરફથી...

ગુજરાતની ભૂમિ જ્યાં ઘણા મહાન મહાન મુહદ્દિષો, મુફસ્સિરો તથા સૂફિયાએ કિરામ જલ્વાગર થયા અને એક જમાના સુધી ઈલ્મી તથા રૂહાની ફય્ઝ પ્રસરાવતા રહ્યા. વિશ્વના ખૂણે ખૂણેથી ઈલ્મ તથા વિદ્યા તેમજ રૂહાનિયતના પ્યાસાઓ તશરીફ લાવીને પોતાની ઈલ્મી રૂહાની પ્યાસને બુઝાવતા રહ્યા.

એ મહાન પવિત્ર હસ્તીઓમાં ઉસ્તાઝુલ હિંદ અલ્લામા સૈયદ અહમદ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી رحمۃ اللہ علیہનું મુબારક નામ ટોચના સ્થાને ઝળહળે છે. પુષ્કળ કિતાબોના લેખક હોવા છતાં આપની કિતાબો પ્રસિદ્ધિની મંઝિલે ન પહોંચી શકી ! જો કે અમુક વર્ષો બાદ તેના પ્રતિ ધ્યાન કરવામાં આવ્યું અને મહદઅંશે કામયાબી પણ પ્રાપ્ત થઈ જેની એક કડી 'નુઝહતુન્નઝર'ની શરહ છે જે હઝરત અલ્લામા નફીસ અહમદ મિસ્બાહીની તેહક઼ીક઼ તથા હઝરત મુહક્કિ઼કે અસ્ર મુહમ્મદ અહમદ મિસ્બાહી સાહબની નઝરે ષાની બાદ મુબારકપુરથી છપાઈ. અને હાલમાં જ મિસ્રથી 'હક઼ીક઼તે મુહમ્મદિયહ્ મઅ શરહે ઈફાઝાતે અહ઼મદિયહ્' હઝરત અલ્લામા જલાલ રઝાની તેહક઼ીક઼થી પ્રસિદ્ધ થઈ ગઈ છે અને આ ક્રમ ચાલુ છે. *(બહવાલા મલ્ફૂઝાતે શરીફા)*

આ કિતાબ 'હઝરત અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી' رحمۃ اللہ علیہ (લેખક : અલ્લામા નફીસ અહમદ મિસ્બાહી મુબારકપુર) આપના જીવન ચરિત્ર પર સંક્ષિપ્ત કિતાબ છે જેને વાંચતાં આપના ઈલ્મી રૂહાની મક઼ામની ભાળ મળે છે. આપણે બુઝુર્ગોને ફાતિહા, ન્યાઝ વગેરે તો કરીએ છીએ તેમના વસીલાથી ફય્ઝ પામીએ છીએ પણ તેમનું જીવનચરિત્ર શું છે ? તેમનો જીવન સંદેશ શું છે ? તેની દરકાર નથી કરતા. (ઈલ્લામાશા અલ્લાહ !) તો પ્રસ્તુત કિતાબનો જરૂરથી અભ્યાસ કરીને સમજો કે હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہ કેવા મહાન ઈલ્મવાળા તથા રૂહાનિયતવાળા બુઝુર્ગ હતા અને એમના માર્ગે ચાલી ઈલ્મે દીન હાંસલ કરવા તમો પણ તૈયાર થાવ અને શરીઅતની હદોના સિપાહી બનો. મૌલા કરીમ આપણને સૌને નેક તૌફીક઼ આપે. આમીન બિજાહિન્નબી કરીમ رحمۃ اللہ علیہ.

**–પટેલ શબ્બીર અલી રઝવી** *[તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)]*

بسم الله الرحمن الرحيم

نحمده ونصلي على رسوله الكريم

દસમી સદી હિજરી હિંદુસ્તાનની ધાર્મિક, ઈલ્મી, રાજનૈતિક તથા સામાજિક ઈતિહાસમાં મહત્વના દરજ્જો ધરાવે છે. આ સદીમાં જ્યાં એક તરફ મુગલ બાદશાહ હુમાયુ તથા શેરશાહ સૂરી વચ્ચે હુકૂમત તથા હોદ્દા માટે ખેંચા ખેંચી જોવામાં આવી રહી હતી અને હમાયુનો પુત્ર જલાલુદ્દીન મુહમ્મદ અકબર તથા ગુજરાતના રજવાડાઓ વચ્ચે હુકૂમત પર કબજો જમાવવા માટે યુદ્ધો તથા લોહી રેડવાના કિસ્સાઓ ઈતિહાસનાં પાનાંઓ પર વિખેરાયેલ દેખાઈ રહ્યા છે. ત્યાં જ બીજી તરફ મહાન તથા જલીલુલ કદ્ર ઉલમાએ કિરામ અને મશાએખે ઈસ્લામ પોતાના ઈલ્મ તથા ફઝ્લ, ફિક્રો, વિદ્યા કલા અને ઝબાન તથા કલમ વડે દીની તથા ઈલ્મી ખિદમતોનો એક કાયમી સિલસિલો પેશ કરતા નજર આવી રહ્યા છે. જેમના મહત્વનાં કારનામાં ઈતિહાસનાં પાનાં ઉપર સોનેરી શબ્દોથી લખવા લાયક છે. જેમાં ઈલાહી દાદ જોનપૂરી (વફાત : હિ.સ. ૯૨૩) શેખ મુહમ્મદ તાહિર પટની (વફાત : હિ.સ. ૯૮૬) શૈખ અબ્દુલ વહહાબ મુત્તકી (વફાત : હિ.સ. ૧૦૦૧), સૈયદ સિબ્તગતુલ્લાહ ભરૂચી (વફાત : હિ.સ. ૧૦૧૫), મુજદ્દિદે અલ્ફેષાની શૈખ અહમદ સરહિંદી (વફાત : હિ.સ. ૧૦૩૫) અને



શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી (વફાત : હિ.સ. ૧૦૫૨) જેવા ઈલ્મો ફઝ્લના આસમાનના સિતારા પોતાના નૂર તથા ઈલ્મથી એક જગતને પ્રજ્વલિત કરી રહ્યા હતા. પરંતુ આમાં ઉસ્તાઝુલ હિંદ, ઝુબ્દતુલ મુહક્કિકીન હઝરત અલ્લામા સૈયદ શાહ વજીહુદ્દીન અહમદ અલ્વી ગુજરાતી رحمۃ اللہ علیہની શખ્સિયત વિવિધ રીતે અજોડ અને અનોખી છે. રબ તઆલાએ આપને અસંખ્ય જાહેરી તથા બાતિની ખૂબીઓ તથા કમાલથી નવાજ્યા હતા. આપ ઉચ્ચ મર્તબાના મુહદ્દિષ, માહિર, ફકીહ અને મહાન આલિમે માકૂલો મનકૂલ હોવાની સાથોસાથ સાહિબે તસર્રુફ બુઝુર્ગ પણ હતા.

## વંશાવળી તથા ખાનદાની હાલત

આપનું પેઢી નામુ આ પ્રમાણે છે :–

**(૧)** સૈયદ વજીહુદ્દીન ઈબ્ને સૈયદ નસ્રુલ્લાહ **(૨)** ઈબ્ને સૈયદ કાઝી ઈબાદુદ્દીન **(૩)** બિન કાઝી સૈયદ અતાઉદ્દીન **(૪)** બિન કાઝી સૈયદ મુઈનુદ્દીન **(૫)** બિન સૈયદ બહાઉદ્દીન **(૬)** બિન સૈયદ કબીરુદ્દીન **(૭)** બિન કાઝી ઝહીરુદ્દીન **(૮)** બિન કાઝી શમ્સુદ્દીન **(૯)** બિન કાઝી સૈયદ બદરુદ્દીન **(૧૦)** બિન કાઝી સૈયદ ઈલ્મુદ્દીન **(૧૧)** બિન કાઝી સૈયદ બહાઉદ્દીન **(૧૨)** બિન સૈયદ જમાલુદ્દીન **(૧૩)** બિન સૈયદ અહમદ **(૧૪)** બિન સૈયદ મુન્તખબ **(૧૫)** બિન સૈયદ મુર્તઝા **(૧૬)** બિન સૈયદ મુહમ્મદ અરીઝ **(૧૭)** બિન સૈયદ અહમદુલ મુબરકઅ **(૧૮)** બિન સૈયદ મૂસા **(૧૯)** બિન સૈયદ ઈમામ મુહમ્મદુલ જવ્વાદુત્તકી **(૨૦)** બિન સૈયદ ઈમામ અલી રઝા **(૨૧)** બિન સૈયદ ઈમામ મૂસા કાઝિમ **(૨૨)** બિન સૈયેદુના ઈમામ જાફરે સાદિક **(૨૩)** બિન સૈયદુના ઈમામ મુહમ્મદ બાકિર **(૨૪)** બિન સૈયેદુના ઈમામ ઝૈનુલ આબિદીન **(૨૫)** બિન સૈયદુના

ઈમામે હુસૈન શહીદે કરબલા (૨૬) બિન સૈયદુના અમીરુલ મો'મિનીન અલી મુર્તઝા رِضْوَانُ اللهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْن.

આ રીતે આપનુ પેઢીનામુ શહીદે આ'ઝમ, શહીદે કર્બલાના વાસ્તાથી ૨૫ વાસ્તા થકી મૌલાએ કાએનાત હઝરત અલી كرم الله تعالى وجهه الكريم થી મળે છે. ઉપરોક્ત પેઢીનામાથી માલૂમ થાય છે કે આપના મુક઼દ્દસ બાપ દાદાઓમાં ઘણીએ હસ્તીઓ પોતાના સમયમાં ક઼ાઝી (ઈસ્લામિક જજ)ના દરજ્જા પર બિરાજેલ હતી. આપના ખાનદાનમાં ધાર્મિક જ્ઞાનનો હમેશાં બોલબાલા રહ્યો અને ઈલ્મે ફિક઼હ આપને ત્યાંથી જ વારસામાં મળ્યો.

## અલ્વી લખવાનું કારણ

આપ હઝરત ફાતિમા رضی اللہ عنہا ની ઔલાદમાંથી છે અને હુસૈની સૈયદ છે. ફુક઼હાએ કિરામના વર્ણન અનુસાર આપ તથા આપના બાપદાદા પોતાને ''અલ્વી'' કહેતા હતા. સૈયદને બદલે ''અલ્વી'' કહેવડાવવાનું કારણ એ હતું કે આપના બાપદાદામાં ઘણાયે ક઼ાઝી તથા બીજા દરજ્જા ધરાવતા હતા. પહેલાંના બાદશાહોમાંના એકને ખયાલ આવ્યો કે સાદાતે કિરામને નોકરીમાં ન રાખવા જોઈએ, કારણ કે સંજોગો એવા બદલાઈ ગયા છે કે ઈજ્જત તથા ખ્યાતિ મેળવવા માટે મામૂલી દરજાના લોકો પોતાને ''સૈયદ'' ગણાવે છે ? એવા લોકોના કારણે સાદાતની તા'ઝીમ તથા તેમની ઈજ્જત નથી થઈ શકતી, જે સાચા સાદાત છે તેમને નોકરીઓ આપી તેમની શાન મુજબ તા'ઝીમ કરવામાં ન આવે એ સારી વાત નથી. તે જ જમાનામાં આપના ખાનદાનના ઘણાયે લોકો ક઼ાઝી હતા અને આપના ખાનદાનના ઘણા લોકો વિવિધ સરકારી ખાતાઓમાં અને શાહી ફૌજમાં નોકરી કરતા હતા. એકવાર બાદશાહે ક઼ાઝી સાહબને બોલાવી વાતો વાતોમાં સવાલ કર્યો કે શું આપ સૈયદ છો ? સૈયદ



સાહબે મામલા તથા સંજોગોની નઝાકતને મેહસૂસ કરીને ફુક઼હાએ કિરામની ઈસ્તેલાહ (બોલી) અને કથનને નજરો સમક્ષ રાખી જવાબ આપ્યો, ''મા અલ્વી હસ્તેમ.'' (અમે અલ્વી છીએ) બાદશાહ આ બોલીને સમજી ન શક્યો અને તેણે વિચાર્યું કે ''અલ્વી'' કોઈ બીજુ ખાનદાન છે, જેના કારણે ક઼ાઝી સાહબ અને આપના બીજા ખાનદાનવાળા પોતાના ઓહદા પર ક઼ાયમ રહ્યા અને ત્યારથી જ આપનું ખાનદાન ''અલ્વી''ના નામથી પ્રખ્યાત થયું.

સાદાતે કિરામને ફુક઼હાની ઈસ્તેલાહ (બોલી)માં 'અલ્વી' કહેવામાં આવે છે. શરફુસ્સાદાતમાં છે, ''ફુક઼હાએ કિરામના આધારે 'અલ્વી' તે છે જેનું નસબનામુ ઈમામે હસન અથવા ઈમામે હુસૈન رضی اللہ عنہ થી હોય.''

જ્યારે કે અજમી (આરબ સિવાયના લોકો)ની ઈસ્તેલાહ (બોલી) તેથી અલગ છે, કારણ કે તેમના આધારે 'અલ્વી' તે છે જે હઝરત ફાતિમા સિવાય બીજા પત્નીથી હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ની ઔલાદ હોય.

પોતે હઝરત શાહ વજીહુદ્દીનના સમયના ઉલમા, મશાઈખ તથા સાદાતે કિરામ સાથે આપના નસબ પ્રત્યે વાતો થઈ તો સૂફી સૈયદ ફિરોઝ સૂફી શરીફ જંજાની, સૈયદ ઉષ્માન તારિક઼, સૈયદ તાજુદ્દીન ક઼ાદરી અને સૈયદ નૂરૂદ્દીન ખલૂતી વગેરેએ જવાબ આપ્યો કે સહીહુન્નસબ બની ફાતિમામાંથી છે, આપના મહાન પૂર્વજો અરબથી હિંદુસ્તાન તશરીફ લાવ્યા અને અરબી ફક઼ીહોના મુહાવરા તથા કથન અનુસાર પોતાને 'અલ્વી' મશ્હૂર કર્યા.

તાજુદ્દીન ક઼ાદરી ફર્માવે છે, હું મુર્શિદી વ મૌલાઈ હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી رحمۃ اللہ علیہ ની બારગાહમાં ઈલ્મે દીન

હાંસલ કરવાના હેતુથી હાજર હતો, બીજા સાદાત તથા મશાઈખ પણ હાજર હતા. વાતચીત દરમ્યાન કોઈએ કહ્યું કે મિયાં વજીહુદ્દીન અલ્વી છે, હુસૈની નથી. એક માણસે આપને સવાલ કર્યો કે, હઝરત ! આપ અલ્વી છો કે હુસૈની ? આપે ફર્માવ્યું, એવું પણ થઈ શકે છે કે કોઈ હુસૈની હોય અને અલ્વી ન હોય ?!

## ખાનદાની હાલાત

હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી رحمۃ اللہ علیہના પૂર્વજોમાંથી સૈયદ બહાદીન મક્કી رحمۃ اللہ علیہ હિંદુસ્તાન તશરીફ લાવ્યા. એ પહેલાં આપના પૂર્વજો યમનના મશ્હૂર શહેર હઝરમૂતમાં રહેતા હતા. ત્યાર બાદ જ્યારે મક્કામાં કાયમી સ્થાઈ થયા ત્યારે 'મક્કી'થી મશ્હૂર થયા. એકવાર સૈયદ બહાઉદ્દીન ખાનએ કા'બામાં મુરાકેબામાં હતા તે સમયે આપને પ્યારા નબી صلی اللہ علیہ وسلمના દીદાર થયા. સરકાર صلی اللہ علیہ وسلمએ ઈર્શાદ ફર્માવ્યો, "ફરઝંદ ! મુલ્કે હિંદ જાવ !"

સરકાર صلی اللہ علیہ وسلمના ફર્માન મુજબ આપ પોતાના ફરઝંદને લઈ મક્કા મુઅઝ્ઝમાથી બહાર આવ્યા. અમુક મુરીદો તથા ખાદિમો પણ આપની સાથે હતા. મંઝિલો તથા મંઝિલો સફર કરતા ગુજરાતના પાટરી કસ્બા, જિ. ઝાલાવાડમાં તશરીફ લાવ્યા. તે સમયે પાટરી ઝાલાવાડ રાજ્યનું કેપિટલ હતું. અહીં ઘણો જ મોટો અને મજબૂત કિલ્લો હતો જેની આસપાસ હિફાઝત માટે ખાઈ ખોદવામાં આવી હતી. તે સમયે ત્યાંનો રાજા સીત્તેર (૭૦) વરસ સુધી તેમાં રહ્યો હતો. આપ કિલ્લાની બહાર એક તંબૂમાં રોકાયા. મગરિબના સમયે બુલંદ અવાજથી અઝાન કહી નમાઝ અદા કરવામાં આવી. અઝાનનો અવાજ સાંભળી કિલ્લાવાસીઓ ક્રોધિત



થયા અને રાતના સમયે રાજાના હુકમથી આપની કયામગાહ પર હુમલો કરી દીધો. આપ તંબૂમાં હતા અને દરવાજા પર આપના બે ખાદિમ હતા. સિપાહીઓએ ઘણી જ શોધખોળ પછી પણ માત્ર ખાદિમોને જ જોયા, જેથી તેમણે ઊંઘની હાલતમાં જ તેમને શહીદ કરી દીધા અને પરત કિલ્લામાં આવી ગયા.

સવારમાં ફરી આપે અઝાન આપી નમાઝ અદા ફર્માવી. જ્યારે અઝાનનો અવાજ કિલ્લામાં પહોંચ્યો તો રાજાએ સિપાહીઓને બોલવી પૂછયું કે મેં તેમને કત્લ કરવાનો હુકમ આપ્યો હતો તો તેમને તમે કત્લ કેમ ન કર્યા ? સિપાહીઓએ કહ્યું કે ત્યાં અમને માત્ર બે માણસો મળ્યા જેમને કત્લ કરી અમે ચાલ્યા આવ્યા. અહીં જ્યારે આપે પોતાના ખાદિમોની લાશો જોઈ તો આપ ઘણા દુઃખી થયા તેમને કફન દફન પછી પટ્ટન (પાટણ) તરફ રવાના થયા. ત્યાં પહોંચી ત્યાંના સૂબેદારને ઉપરોક્ત જુલ્મનું વર્ણન કર્યું. તે સમયે દિલ્હીમાં મુસલમાનોની હુકૂમત હતી અને દિલ્હી તરફથી સુલ્તાન અહમદ શાહ (બાની અહમદાબાદ)ના દાદા ઝફરખાન ગુજરાતના કર્તા હતા તથા સૂબેદાર હતા જે બાદમાં સુલ્તાન મુઝફ્ફરખાનના લકબથી મશ્હૂર થયા. આપે સૂબેદારને કહ્યું કે ત્યાં કાફિરો મુસલમાનો સાથે બેરહમીભર્યું વર્તન કરે છે અને વિના કારણે આ મુસલમાનોને શહીદ કર્યા. સૂબેદારે આપની સાથે એક ફૌજ રવાના કરી. જ્યારે રાજાએ ફૌજને પોતાના તરફ આવતા જોઈ તો કિલ્લો બંધ થઈ ગયો, લગભગ છ (૬) મહીના સુધી કિલ્લા ફરતે પહેરો રાખવામાં આવ્યો. આ દરમ્યાન ક્યારેક ક્યારે જંગ પણ થતી હતી. સંજોગોવસાત ગ્રહણ થયું તે દિવસે રાજાએ પોતાના કિલ્લાની બહાર આવી ગુસલ કરવા રજા માંગી. આપે ઈજાઝત આપી દીધી, તેવામાં બે સિપાહી જે શિકાર માટે ગયા હતા તે ફોજ તરફ આવી રહ્યા હતા અને તેમાં બાદશાહ પણ હતો.

તેમણે અંદરો અંદર કહ્યું કે જો હઝરત ઈજાઝત આપે તો એક તીર મારી બાદશાહને કત્લ કરી નાખીએ. તે સિપાહીમાંનો એક હઝરતની બારગાહમાં હાજર થયો અને ઈજાઝત તલબ ફર્માવી. આપે ફર્માવ્યું કે જેને અમાન આપવામાં આવી હોય તેની સાથે ધોકો કરી કત્લ કરવું દુરુસ્ત નથી.

છેવટે અમુક દિવસો પછી મુસલમાનોએ કિલ્લો ફતહ કરી લીધો. હઝરત સૈયદ બહાઉદ્દીને ત્યાં જ કયામ ફર્માવ્યો. દિવસે દિવસે આપની મુબારક જાતથી ઈસ્લામનો ફેલાવો થવા લાગ્યો. ઘણાયે કાફિરો તથા મુશ્રિકો આપના અખ્લાક, આદતો તથા કરામતો જોઈ ઈમાનની દૌલતથી માલામાલ થયા. આપ જાહેરી ઈલ્મ ધરાવતા અને શરીઅતના પાબંદ બુઝુર્ગ હતા. પાટરી કસ્બામાં જ આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ આપનું મઝાર બન્યું.

હઝરત સૈયદ બહાઉદ્દીનના ઈન્તેકાલ પછી તેમના ફરઝંદ હઝરત સૈયદ મુઈનુદ્દીન رحمۃ اللہ علیہ હિદાયત તથા પ્રકાશ ફેલાવવામાં મશ્ગૂલ થયા. ઘણાયે લોકોએ આપના મુકદ્દસ હાથ પર ઈમાન લાવી બંનેવ જહાનની મહાનતા મેળવી. આપના પછી આપના ફરઝંદ હઝરત સૈયદ કાઝી અતાઉદ્દીન رحمۃ اللہ علیہ બાદશાહે વક્તના હુકમથી પાટરીના કાઝીના હોદ્દા પર બિરાજમાન થયા. આપ બાઅમલ આલિમ અને શરીઅત વ તરીકતનું સંગમ હતા. કુતબુલ અક્તાબ હઝરત ગંજબખ્શ મગરિબી رحمۃ اللہ علیہની સોહબતમાં રહી બાતિની ફુયૂઝથી મુશર્રફ થયા.

## કાઝી સૈયદ ઈમાદુદ્દીન رحمۃ اللہ علیہ

હઝરત અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہના દાદા સૈયદ ઈમાદુદ્દીન رحمۃ اللہ علیہ હતા. આપ મહાન આલિમ અને શરીઅત વ



તરીકતનો સંગમ હતા. બાળપણથી જ આપની પેશાની પર નેકી તથા સઆદતમંદીના સિતારા ચમકતા હતા. શરૂઆતની તા'લીમ પોતાના વાલિદ હઝરત સૈયદ અતાઉદ્દીન અલ્વીથી હાંસલ કરી. ત્યારબાદ પાટણ જઈ પોતાના બનેવીના મદરસામાં તા'લીમ આપવાનું શરૂ કર્યું. એકવાર કોઈ તાલિબે ઈલ્મ પાસે કોઈ કિતાબના લખેલ અમુક પેપરો માંગ્યા. બીજા તાલિબે ઈલ્મે ઉસ્તાદને શિકાયત કરી કે આ બીજી જગ્યાએ દર્સ લેવા જાય છે. ઉસ્તાદે પૂછયું કે શું તમે બીજા પાસે દર્સ લેવા માટે જાવ છો ? આપે કહ્યું કે હું કિતાબના અમુક પાનાં લેવા માટે ત્યાં ગયો હતો. ઉસ્તાદના ઉપરોક્ત સવાલથી આપને થોડી તકલીફ થઈ અને તે જ સમયે કબ્રસ્તાન તરફ ચાલ્યા ગયા અને ત્યાં ગુંબદના સાયામાં સૂઈ ગયા. આંખ ખોલી તો એક બુઝુર્ગને સામે જોયા. તેમણે આપને સવાલ કર્યો, તમે કોણ છો ? આપે જવાબ આપ્યો કે હું તાલિબે ઈલ્મ છું. પછી તેમણે સવાલ કર્યો કે તમારા હાથમાં કઈ કિતાબ છે ? આપે કહ્યું કે, ''બઝદવી''. તેમણે કહ્યું કે જે કાંઈ પઢવું છે તે સંભળાવો. આપે સબક સંભળાવ્યો. ત્યાર પછી તેમણે સબક વિશે એક અનોખુ બયાન આપ્યું અને ખુલાસો ફર્માવ્યો, જેને સાંભળી આપ હૈરતમાં પડી ગયા. કારણ કે ઉસ્તાદે આ પ્રકારનું બયાન તથા ખુલાસો ક્યારેય કર્યો ન હતો. ત્યાર પછી તે બુઝુર્ગે ફર્માવ્યું કે તમે રોજ અહીં પઢવા આવ્યા કરો, પણ કોઈના પર આ જાહેર ન કરશો. થોડાક જ દિવસોમાં આપે કિતાબ સંપૂર્ણ પઢી નાખી. ત્યારબાદ તેમણે ફર્માવ્યું કે હવે તમારે કોઈની પાસે પઢવા જવાની જરૂર નથી. પછી તે બુઝુર્ગની રૂહાનિયતની બરકતથી બધા જ ઉલૂમ આપના પર જાહેર થઈ ગયા.

આપ હઝરત મખ્દૂમ ગંજ અહમદ મુરાદાબાદીના મુરીદ તથા ખલીફા હતા અને સૈયદ હુસૈન ઉર્ફે શાહ કાઝીનની સોહબતમાં પણ

રહ્યા અને સિલસિલએ ચિશ્તિયાની ખિલાફતથી નવાજવામાં આવ્યા. હઝરત શાહ સાહબ આપ પર ખૂબ જ મહેરબાન હતા. અને ફર્માવતા હતા કે તેમની ઔલાદ મને પોતાની ઔલાદ જેમ પ્યારી છે. સુલ્તાન મેહમૂદ બેગડા આપનો ઘણો જ આશિક઼ તથા ચાહક હતો, બંદર ખબાયતના ક઼ાઝીનો હોદ્દો આપના હસ્તક હતો. સુલ્તાન મેહમૂદે એકવાર ખુશ થઈ ખલઅત (પહેરવેશ) તથા જાગીર આપવા ઈચ્છયું, પરંતુ આપે ક઼બૂલ ન ફર્માવ્યું અને કહ્યું કે આ ફ઼કીર શાંત ખૂણામાં ખુશ છે. શાહ ઈમાદુદ્દીન رحمۃ اللہ علیہની વફાત : ૧૦ ઝિલ હજ્જ હિ.સ. ૯૧૬માં થઈ. મઝાર પાટરીમાં છે. આપના ત્રણ ફરઝંદ હતા : (૧) ક઼ાઝી સૈયદ શમ્સુદ્દીન (૨) સૈયદ ફત્હુલ્લાહ (૩) ક઼ાઝી સૈયદ શાહ નસ્રુલ્લાહ (વાલિદે માજિદ સૈયદ શાહ વજીહુદ્દીન અલ્વી)

ક઼ાઝી સૈયદ શમ્સુદ્દીન ઘણા જ મોટા આલિમ વ ફાઝિલ હતા અને ઈબાદતગુઝાર તથા મુત્તક઼ી હતા. અહમદાબાદના ક઼ાઝીનો હોદ્દો આપને સોંપવામાં આવ્યો હતો. આપે હઝરત ઈમામ ઝૈનુલ આબિદીનની મશહૂર મુનાજાત (દુઆ) પર તઝમીન કરી છે અને તેના પર હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہએ હાશિયો લખ્યો છે. નમૂના રૂપે અહીં એક શેઅર પરની તઝમીન હાજર છે :–

يَا مَنْ خَلَائِقُ تَسْتَضِئُى بِنُورِهِ     وَجَلَتْ دَلَائِلُ ذَاتِهِ فِى وَصفِهِ

اِنَّ الْفَضَائِلَ لَا تُعَدُّ بِمَجْدِهِ     وَمَنِ الَّذِى أَدْعُوْ وَأُهْتِفُ بِاسْمِهِ

اِنْ كَانَ فَضْلَكَ عَنْ فَقِيْرِكَ يُمْنَعُ

સૈયદ ફત્હુલ્લાહ અલ્વી ઈલ્મો ફઝ્લ તથા તક઼્વા વ પરહેઝગારીની સાથોસાથ ઘણા જ બહાદુર તથા દિલેર હતા અને નવયુવાનીમાં જ શહાદતનો મર્તબો મેળવ્યો.



## ક઼ાઝી સૈયદ નસ્રુલ્લાહ અલ્વી رحمۃ اللہ علیہ

આપ હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہના વાલિદે માજિદ رحمۃ اللہ علیہ છે. આપ ઈલ્મે શરીઅત તથા તરીક઼તના સંગમ હતા. પોતાના વાલિદે ગિરામીથી મગરબી ખાનવાદાની અને હઝરત શાહ ક઼ાઝિન ચિશ્તીથી સિલસિલએ ચિશ્તિયાની ખિલાફત મેળવી. સુલ્તાન મેહમૂદ બેગડા તેમને પોતાની સાથે મુહંમદાબાદથી અહમદાબાદ લઈ આવ્યો, તે આપને પોતાનાથી ઘણા જ નજીક રાખવા ઈચ્છતો હતો આથી તેણે પોતાના મહેલ નજીક જ આપની ક઼યામગાહ અને રહેઠાણ રાખ્યું. ક઼ાઝીનો હોદ્દો ધરાવવાના સમયગાળામાં પણ આપ શરીઅત પર ધ્યાન રાખતા અને તક઼્વાનો લેહાઝ રાખતા હતા. જે વસ્તુમાં જરા પણ શક હોય તેને તરત જ છોડી દેતા.

આપના વાલિદે માજિદ હઝરત શાહ ઈમાદુદ્દીન અલ્વી આપને ઘણા જ ચાહતા હતા. આપના બાળપણનો સમય હતો. આપના વાલિદ સાહબ પોતાના પીરો મુર્શિદ હઝરત શાહ ક઼ાઝિન رحمۃ اللہ علیہની મુલાકાત માટે ગયા હતા. આપની આદત હતી કે દરેક મહીને ચાર પાંચ દિવસ પોતાના પીરો મુર્શિદને ત્યાં રહેતા. પણ આ વખતે જ્યારે ત્યાં પહોંચ્યા કે તે જ સમયે આપને પોતાના ફરઝંદની યાદ આવી માટે આપે શાહ ક઼ાઝિન સાહબથી પરત જવાની ઈજાઝત તલબ કરી. હઝરતે સવાલ ફર્માવ્યો કે, શું વાત છે આજે આટલા જલ્દી પરત જવાની રજા માંગી રહ્યા છો ?! આપની આદત હતી કે ચાર પાંચ દિવસ આપ અહીં ગુજારો છો અને પછી પરત જાઓ છો. આપે અર્ઝ કરી કે અત્યારે મને પોતાના પુત્ર સૈયદ નસ્રુલ્લાહની યાદ આવી રહી છે, તબીયત તેમની મુલાકાત માટે બેચૈન છે. શાહ સાહબે ફર્માવ્યું કે સબ્ર કરો અને

વુઝૂ ફર્માવવા લાગ્યા. આપે જોયું કે શાહ કાઝિનના હુજરામાંથી આપના પુત્રી નીકળી રહ્યા છે. આપે તેમને આગળ વધી પોતાની ગોદમાં ઉઠાવી લીધા. પછી શાહ સાહબની બારગાહમાં અર્ઝ કરી કે હવે મારે વધુ જલ્દી ઘરે જવુ જોઈએ, તેમની માં પરેશાન થશે અને તેમની શોધખોળ કરશે. શાહ સાહબે ફર્માવ્યું કે તમને ઘરે પરત ફરવામાં મોડુ થશે માટે ફિકર ન કરો જે રીતે આપના પુત્ર અહીં આવ્યા છે એ જ રીતે તે ઘરે પરત ફરી જશે.

જ્યારે સૈયદ ઈમાદુદ્દીન ઘરે પાછા આવ્યા તો પોતાના પુત્ર (સૈયદ નસ્રુલ્લાહ) આ વાક્યો બયાન કર્યો. તેમણે કહ્યું કે હું ઘરની બહાર પોતાના સાથીઓ સાથે બેઠો હતો. તેવામાં શાહ સાહબ આવ્યા અને મને ઓરડામાં લઈ જઈ પોતાનો મુરીદ બનાવ્યો અને આદત મુજબ શજરા અને ટોપી અતા ફર્માવી અને ફરી મને એ જ રીતે ઘરે પહોંચાડી આપ્યો.

હઝરત શાહ નસ્રુલ્લાહની અહલિયા મૌલાના શહાબુદ્દીન બિન મૌલાના મહમૂદ બિન મખ્દૂમ અલી શેર સિદ્દીકીની સુપુત્રી હતાં. શાહ નસ્રુલ્લાહની વફાત ૨૦ મુહર્રમુલ હરામ હિ.સ. ૯૫૮માં થઈ. મઝાર અહમદાબાદ નીલી ગુંબદમાં છે.

આપના પાંચ ફરઝંદ હતા : **(૧)** સૈયદ નજમુદ્દીન : આપ હાફિઝે કુર્આન અને બા અમલ આલિમ હતા. દુનિયાથી બેપરવાઈ આપ પર ગાલિબ હતી. વસ્તીથી દૂર જંગલો તથા પહાડીઓમાં યાદે ખુદામાં લાગેલ રહેતા હતા. **(૨)** સૈયદ ઝફરુદ્દીન : દારૂઝ્ઝર્બ શાહીમાં ઉચ્ચ અફસર હતા. **(૩)** સૈયદ બહાઉદ્દીન : ખૂબ જ નેક પરહેઝગાર અને મુત્તકી હતા. રબ તઆલાએ આપને બાતિની ખૂબસૂરતી તથા સુંદરતાની સાથોસાથ જાહેરી સુંદરતા પણ અતા ફર્માવી હતી. ૨૭ વરસની વયે ૧૭ શવ્વાલુલ્ મુકર્રમ હિ.સ.



૯૪૬માં પોતાના વાલિદ સાહબની હયાતમાં જ વફાત પામ્યા. **(૪)** સૈયદ બુરહાનુદ્દીન : આપ ભાઈઓમાં સૌથી નાના હતા. આપે બુરહાનપુરમાં સ્થાયી થયા. લાંબા સમય સુધી શાહી ફૌજમાં રહ્યા. ખૂબ જ સાદગી સાથે રહેતા. કોઈના પર પણ પોતાનો હાલ જાહેર ન થવા દીધો. ઈબાદત તથા રિયાઝતમાં લાગેલા રહેતા. લોકો સાથે સદ્વર્તન કરવા તથા બીજાના ફાયદાને પોતાના ફાયદા પર અગ્રતા આપતા હતા. આપનું મઝાર બુરહાનપુરમાં છે. **(૫)** હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી : આપ પોતાના ભાઈઓમાં સૌથી મોટા હતા.

આવતા પૃષ્ઠોમાં આપના જ જીવન ચરિત્ર વિશે વર્ણન કરવામાં આવશે.

## જન્મ મુબારક

શૈખ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہની વિલાદત ૨૨ મુહર્રમુલ હરામ, હિ.સ. ૯૧૦માં મુહમ્મદાબાદ (ચાંપાનેર) ગુજરાતમાં થઈ. ચાંપાનેર : અહમદાબાદ નજીક જ એક જૂની વસ્તીનું નામ છે. આપના વાલિદ કાઝી સૈયદ નસ્રુલ્લાહ (વફાત : હિ.સ. ૯૫૮)ના પાંચ ફરઝંદ હતા. શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہ તેમાં સૌથી મોટા હતા. આપના વાલિદ સાહબ આપને ખૂબ જ ચાહતા હતા. رحمت للعالمین ''રહ્મતુલ્ લિલ્ આલમીન''થી આપની તારીખે વિલાદત નીકળે છે.

આપનું નામ અહમદ અને લકબ 'વજીહુદ્દીન' છે અને આપને લકબથી જ વધુ શોહરત મળી. તઝકેરતુલ વજીહના લેખકે લખ્યું છે કે જ્યાં સુધી આપનાં વાલિદા વુઝૂ ન કરી લેતાં ત્યાં સુધી આપ દૂધ ન પીતા. આપની વિલાદત સુલ્તાન મેહમૂદ બેગડાની સલ્તનતના જમાનામાં થઈ.

## તા'લીમ તથા કેળવણી

આપે બાળપણમાં જ કુર્આન મજીદ મોઢે કરી લીધુ હતું. ત્યાર પછી આપના વાલિદ સાહબે આપની તા'લીમ પોતાના ભાઈ કાઝી સૈયદ શમ્સુદ્દીન અલ્વીના હવાલે કરી દીધી. આ રીતે આપે શરૂઆતની તા'લીમથી લઈ વધુ પડતા ઉલૂમ વ ફુનૂનની કિતાબો પોતાના કાકાથી જ પઢી, અને હદીષની કિતાબો આપના મામા શાહ બડ઼ા બિન શાહ અબુલ કાસિમ સિદીક઼ી થકી પઢી. અને ૧૪–૧૫ વરસની વયે મલેકુલ મુહદ્દિષીન અલ્લામા મુહમ્મદ ઈબ્ને મુહદ્દિષ માલિકી (વફાત : હિ.સ. ૯૨૯) શિષ્ય હાફિઝ શમ્સુદ્દીન સખાવી رحمۃ اللہ علیہ થકી હદીષનો દોર સંપૂર્ણ કર્યો. શયખુલ મુહદ્દિષીન શૈખ અબુલ બરકાત અબ્બાસીને પણ હદીષની કિતાબો સંભળાવી અને તેમનાથી પણ ઈલ્મે હદીષમાં ફાયદો મેળવ્યો. શૈખ અબુલ બરકાતનું કુટુંબ ઈલ્મે હદીષની ખિદમતમાં ઘણુ જ મશ્હૂર હતું. આપના બાપ દાદા પણ મુહદ્દિષ હતા અને હદીષની સનદો આપતા હતા.

ઉલૂમે અક઼લિયાની તા'લીમ અલ્લામા ઈમાદુદ્દીન મુહમ્મદ બિન મહમૂદ તારમી (વફાત : હિ.સ. ૯૪૧) શાગિર્દ અલ્લામા જલાલુદ્દીન મુહમ્મદ બિન અસઅદ સિદીક઼ી તથા નક઼લિયાના માહિર, અગણિત ઉલમા તથા મશાઈખના ઉસ્તાદ અને પોતાના જમાનાના ઉલમામાં સૌથી મોટા આલિમ ગણવામાં આવતા. આપ ખુરાસાનની એક વસ્તી ''તારિસ''માં જન્મ્યા, મુહક્કિ઼કે઼ દવ્વાની વગેરે તે સમયના ઉલમાથી તા'લીમ મેળવી અને હિંદુસ્તાન આવ્યા. નેહરવાલા ગુજરાતમાં સ્થાયી થઈ ત્યાં જ પોતાની દર્સગાહ સજાવી. અલ્લામા વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہએ ત્યાં જ આપનાથી તા'લીમ મેળવી.



અને પ્રખ્યાત આલિમ તથા ખતીબ અલ્લામા અબુલ ફઝ્લ મઝહરુદ્દીન ગાઝુરવાનીથી પણ ઉલૂમો ફુનૂનનો સબક઼ મેળવ્યો. તેઓ પણ મુહક્કિ઼કે઼ દવ્વાનીના શાગિર્દ છે. મુહક્કિ઼ક઼ દવ્વાની જેમને ઉલૂમે અક઼લિયામાં કમાલનો મર્તબો હાંસલ છે તેઓ ગાઝુરવાનીને મૌલાએ મુહક્કિ઼ક઼ કહી બોલાવતા હતા.

અલ્લામા ઈમાદુદ્દીન તારમીની વફાત પછી અલ્લામા વજીહુદ્દીન અલ્વીને સખત ગ઼મ તથા અફસોસ હતો. આપનો ખયાલ હતો કે હજી ઘણાયે ઉલૂમ તથા ફુનૂન છે જે અમારે મેળવવાના રહી ગયા. એકવાર પ્યારા નબી صلی اللہ علیہ وسلمને જોયા, આપ ફર્માવી રહ્યા હતા; હે ફરઝંદ ! ગ઼મ ન કર ! જેટલા ઉલૂમ તમારા ઉસ્તાદ જાણતા હતા તેથી વધુ અમે તમને અતા કરીએ છીએ. સરકાર صلی اللہ علیہ وسلمએ એક કાગળ બતાવ્યો જેના પર બધા ઉલૂમનાં નામો લખેલ હતાં. આપનું બયાન છે કે ત્યાર પછી જે પણ ઈલ્મમાં લાગતો તો આમ લાગતું કે હું તે ઈલ્મને ઘણી સારી રીતે જાણુ છું.

આ રીતે લાંબા સમય સુધી ઈલ્મ પ્રાપ્ત કરવામાં વ્યસ્ત રહી ઘણા જ ઉલૂમમાં મહારત મેળવી અને ઈલ્મ તથા ફઝ્લની એટલી ઉંચાઈએ પહોંચ્યા કે તે સમયે હિંદુસ્તાનના ઉલમામાં આપના કક્ષાનું કોઈ ન હતું.

મૌલાના મુહમ્મદ ગ઼ૌષી શુત્તારી શાગિર્દ અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વી લખે છે, આપ (અલ્લામા અલ્વી) પોતાના જન્મના પાંચમા વરસથી લઈને ૭૭ વરસની છેલ્લે સુધી વિવિધ ઈલ્મ મેળવવામાં લાગેલા રહ્યા, ત્યાં સુધી કે સાઈઠ (૬૦)થી વધુ ઈલ્મો આપે હાંસલ કર્યા.

જ્યારે કે શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہના ભત્રીજા સૈયદ શાહ હાશિમ અલ્વી رحمۃ اللہ علیہના મલ્ફૂઝાત ''મક઼સૂદુલ મુરાદ''માં છે કે

બાવીસ વરસની ઉમરમાં આપે ૧૨૦ ઉલૂમ વ ફુનૂન મેળવ્યા હતા.

મુલ્લા અબ્દુલ કાદિર બદાયૂની શૈખ વજીહુદ્દીન અલ્વીના જમાનામાં હાજર હતા, તેઓ આપના વિસાલ પછી આપના હાલાતમાં લખે છે :–

"આપ (અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વી) પોતાના સમયમાં ઘણા જ મહાન આબિદ અને મુત્તકી આલિમ હતા, શરીઅતની સખત પાબંદી કરતા હતા ! એકાંતમાં રહેવાની આપને ટેવ હતી. હમેશાં ધાર્મિક ઈલ્મ શીખવા તથા શીખવવામાં લાગેલા રહેતા. અકલી તથા નકલી (શરઈ) દરેક પ્રકારના ઈલ્મ પર આપને મહારત હાંસલ હતી. આથી "સર્ફે હવાઈ" (કિતાબ)થી લઈ 'કાનૂન, શિફા, શરહુલ મિફતાહ અને અઝદી' જેવી કિતાબમાંથી કદાચ જ કોઈ એવી કિતાબ હશે જેના પર આપે શરહ કે હાશિયો ન લખ્યો હોય."

## તદરીસ (તલબાને શીખવવું)

તા'લીમથી ફારિગ થઈ આપે પઢાવવા તથા શીખવવાની બઝ્મ સજાવી, એક મદરસો કર્યો, અને સખત મહેનત, તનતોડ કોશિશ થકી ઉલૂમે નબવીના તરસ્યાઓની તરસ બુઝવવામાં લાગી ગયા. હજી થોડો સમય પણ ન થયો હતો કે આપની દર્સગાહની ખ્યાતિ તથા નેકનામી દૂર દૂર સુધી ફેલાઈ ગઈ અને દરેક જગ્યાએથી ઈલ્મની શમ્અના પરવાના ત્યાં આવી નિષાર થતા ગયા.

આ મદરસો આપે સુલ્તાન બહાદુરશાહ બિન મુઝફ્ફરશાહ ગુજરાતની સલ્તનતના સમયગાળામાં કાયમ કર્યો. બહાદુરશાહની સલ્તનત હિ.સ. ૯૩૨ સુધી રહી. આ મદરસામાં બધા જ મહત્વના ઈલ્મોની તા'લીમ આપવામાં આવતી હતી, તફસીર, મન્તિક,



ગણિત, ખગોળ અને ભૂગોળ વગેરે ઈલ્મ શીખવવામાં આવતા હતા. આ સિવાય તલબાની દીની તથા રૂહાની તર્બિયતની સારી એવી વ્યવસ્થા કરવામાં આવતી. રાતના સમયે જ્યારે આપ ઝિક્ર તથા દુઆથી ફારિગ થતા તો તલબાને તેમની જરૂરિયાત વિશે પૂછતા અને આપના શાગિર્દ ઈલ્મી કમાલની સાથો સાથ રૂહાની અન્વારથી પણ માલમાલ થતા.

આ બધી ખૂબીઓના કારણે દૂર દૂર સુધી આપના મદરસાનું નામ હતું જેના કારણે ચોતરફથી અગણિત ઈલ્મ દોસ્ત તલ્બા આપના મદરસામાં આવી જમા થયા અને આપની બારગાહે ફયૂઝથી ફયૂઝ મેળવી પોતાના ઈલ્મના નૂરથી એક જગતને રોશન કર્યું. મદરસામાં આપના ફાઝિલ શાગિર્દો આરબ દેશોમાં દર્સ આપવા માટે નિયુક્ત હતા. આપની સનદ તે સમયના દરેક આલિમના નઝદીક મોઅ્તબર અને મુસ્તનદ માનવામાં આવતી હતી. આપના ઘણાયે શાગિર્દોએ સનદે ફરાગત મેળવ્યા બાદ અજમ (અરબ સિવાય)ના શહેરોમાં પોતાની દર્સગાહો જમાવી અને ઘણાયે આરબ દેશોમાં પહોંચી ત્યાં દર્સનો સિલસિલો શરૂ કર્યો, જ્યાં હરમૈન તૈય્યેબૈનના ઉલમાએ તેઓને કદર તથા ઈજ્જતની નિગાહથી જોયા. આ રીતે અગણિત તાલિબે ઈલ્મ આપની બારગાહથી ફયૂઝયાબ થયા. જેમાંના એંસી (૮૦) એ ઉચ્ચ દરજ્જાના હતા કે જેમણે પોતાનું આખુ જીવન ઈલ્મ શીખવા શીખવવા તથા રહનુમાઈ તથા હિદાયત આપવામાં ગુજાર્યું. આ રીતે આપના મદરસાની શાખો આપના શાગિર્દો થકી ઠેકઠેકાણે કાયમ થઈ ગઈ અને ટૂંક સમયમાં જ આપના મદરસાએ પોતાના સમયની યુનિવર્સિટીનો દરજ્જો મેળવી લીધો.

આપના મદરસાનું નવું બાંધકામ સાદિકખાન નામના અમીર

માણસે કરાવ્યું હતું જે અકબરના અમીરોમાંથી હતો અને પંચ હજારીના હોદ્દા પર હતો. તે આપનો ઘણો જ ચાહક અને મુરીદ હતો અને આપની દુઆઓથી જ ઉપરોક્ત દરજ્જો તેને મળ્યો હતો. તેણે જ મદરસા પછી આપના મકબરાની તામીર પણ ઘણા જ મોટા પાયે કરાવી. હિ.સ. ૧૦૦૫માં તેની વફાત થઈ. તે સમયે તલબાના રહેવા સહેવા તથા આરામની સંપૂર્ણ વ્યવસ્થા હતી. તેમના માટે હુકૂમત તરફથી વઝીફા (માસિક ખર્ચ) નક્કી હતો અને તેમની તર્બિયતનો એટલો ખયાલ રાખવામાં આવતો કે તેમના માટે એક અલગ ડોકટરની વ્યવસ્થા હતી.

જિંદગીના આખરી દિવસોમાં આપે દર્સ બંધ કરવાનું વિચાર્યું પણ સરકારે દો આલમ ﷺના ગૈબી ઈશારાના કારણે આપે દર્સ ચાલુ રાખ્યો અને તેનું નામ "દર્સે મુહમ્મદી" રાખ્યું. આ રીતે સંપૂર્ણ ૩૪ વરસ આપે ઈલ્મી દર્સનો સિલસિલો ચાલુ રાખ્યો. "શૈખ વજીહ"થી આપના મદરસાની સ્થાપ્નાની સન હિ.સ. ૯૩૪ નીકળે છે અને "દીન"થી દર્સ વ તદરીસની મુદ્દત નીકળે છે.

આપના દર્સની ખૂબી એ પણ છે કે જ્યારથી આપે દર્સ આપવાનું ચાલુ કર્યું ત્યારથી માત્ર ચાર જ વાર અમુક દિવસો માટે અમુક કારણોસર આપનો દર્સ બંધ રહ્યો જેનો દાખલો તારીખ અને ઈતિહાસ (બનાવ)માં ભાગ્યે જ જોવા મળે છે.

**પ્રથમ બનાવ** : આ પ્રકારનો વાકિઆ હિ.સ. ૯૮૧માં બન્યો જેને "ઝફરુલ્ વાલા"ના લેખકે જણાવેલ છે કે હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہમાં મુરવ્વત તથા ઈન્સાનિયત, અમાનત તથા દયાનત ખૂબ જ હતી જેના કારણે આપને રાજનૈતિક ખતરાઓથી પસાર થવું પડતું. આપની શાને અમાનત એવી હતી કે સામાન્ય રીતે મોટા માલદાર પોતાનો માલ સામાન આપની ત્યાં



અમાનતના રૂપે મૂકી જતા અને જ્યારે જરૂર પડતી ત્યારે લઈ જતા. જ્યાં તે અમાનત રાખવામાં આવતી તેમાં કોઈપણ પ્રકારનો ફેરફાર કરવામાં ન આવતો. હઝરતના મકાન પર ચંગેઝખાનની માતા તથા શેરખાન બિન એતેમાદખાનના લશ્કરનો સામાન એક મુદ્દતથી પડયો હતો. આપની કયામગાહ નજીક જ એક મોગલ સિપાહી રહેતો હતો. આપની નોકરાણીએ આ વાતનો ઉલ્લેખ તેને કર્યો કે શેરખાનનો ઘણો માલ હઝરતના ઘરે રાખેલ છે. તે સિપાહીએ તરત જ કોતવાલને ખબર કરી, કોતવાલે પોતાના નાયબ અલાઉદ્દીનને છાનબીન માટે મોકલ્યો. તેણે ત્યાં આવી જોયું કે કિંમતી મોતી, જવાહેરાત અને સોનાના સિક્કા આપને ત્યાં રાખેલ છે. આથી તે આપને એ રીતે કોતવાલને ત્યાં લઈ ગયો કે પોતે ઘોડા પર સવાર હતો અને હઝરત પગપાળા ચાલી રહ્યા હતા. કોતવાલે આપને વઝીરની મજલિસમાં પેશ કર્યા. ત્યાં ઘણાયે મોટા લોકો હાજર હતા જેમને આ બનાવની જાણ ન હતી. જ્યારે આપ દરવાજા પર પહોંચ્યા તો સૈયદ મીર ખાન, મિર્ઝા મુકીમ, સૈયદ જીવ અબ્દુર્રહમાન, મીર અબૂ તુરાબ શિરામી વગેરે અમીરો આપની તા'ઝીમ ખાતર ઊભા થઈ ગયા. તેઓને જોઈ મુગલ અમીરો પણ ઊભા થઈ ગયા. સૈયદ હામિદ બુખારીને આપને આ હાલતમાં જોઈ લાગી આવ્યું અને જલાલના કારણે આપનું મોઢું લાલ થઈ ગયું અને તે પોતાની જગ્યાએથી ઉઠી હઝરતની પાસે જઈ બેસી ગયા. વઝીરે આપને માત્ર એટલું પૂછયું કે જ્યારે આ બાબતે એલાન કરવામાં આવ્યું હતું ત્યારે આપને તેની જાણ ન હતી ? અને એલાન પછી પણ આપે તે માલ વિશે અમને જાણ કેમ ન કરી ? આપે જવાબ આપ્યો કે પ્રથમ તો મને એલાનની જાણ જ ન હતી અને માની લો કે મને તેની જાણ પણ હતી તો એ ક્યાં જાઈઝ છે કે કોઈની અમાનત વિશે ખબર કરી તેને ખતમ કરી

દેવામાં આવે ? વઝીરે આપનો જવાબ સાંભળી આપને જવાની રજા આપી. સૈયદ હામિદ બુખારી સાહબ હઝરતને પોતાની ખાસ સવારી થકી મસ્જિદ સુધી લાવ્યા, અને થોડીવાર સુધી આપની પાસે બેસ્યા અને તસલ્લી આપી. આ બનાવનો હઝરત પર ઘણા દિવસ સુધી અસર પડયો. આ કારણે થોડા દિવસ આપે દર્સ ન આપ્યો.

''ઝફરુલ્ વાલા''ના લેખકનું વર્ણન છે કે નાયબ કોતવાલ અલાઉદ્દીન અમુક દિવસો પછી હાકેમના ગુસ્સાનો શિકાર થયો. તેને ઊંધો લટકાવી એટલો માર માર્યો કે તેનું કામ જ તમામ થઈ ગયું. પછી તેના વારસોની ફરિયાદના આધારે પોતે કોતવાલને પણ ક઼િસાસમાં ક઼ત્લ કરી દેવામાં આવ્યો.

**બીજો બનાવ :** હઝરતના સસરાની વાલિદા બીબી ઉમ્મતુલ્લાહ એક આરિફા અને કામિલા ખાતૂન હતાં. આપની વિલાયત, બુઝર્ગી અને કશ્ફની બોલબાલા હતી. ગુજરાતના બાદશાહો પણ આપની દુઆના તાલિબ રહેતા. આ દરમ્યાન હુમાયુ બાદશાહ ગુજરાત આવ્યા અને બીબી ઉમ્મતુલ્લાહથી મુલાક઼ાત તથા આપની દુઆની આરઝૂ જાહેર કરી. આ મોક઼ા પર હઝરત અલ્વી તેમની સાથે બાદશાહ પાસે તશરીફ લઈ ગયા તે સમયે અમુક દિવસ દર્સ બંધ રહ્યો.

**ત્રીજો બનાવ :** જે સમયે હઝરત શાહ મુહમ્મદ ગ઼ૌષ ગ્વાલિયરી ભરૂચમાં બિરાજમાન હતા, આપ તેમની બારગાહમાં હાજર થયા અને અમુક દિવસ દર્સ બંધ રહ્યો.

**ચોથો બનાવ :** હઝરત શાહ મુહમ્મદ ગ઼ૌષ ગ્વાલિયરી ઈડરમાં તશરીફ લાવ્યા અને હઝરત આપની મુલાકાત માટે તશરીફ લઈ ગયા.



## આપના શાગિર્દો (શિષ્યો)

આપની દર્સગાહથી અસંખ્ય ઉલમા તથા ફાઝિલોએ ફાયદો મેળવ્યો, અમુક મુહદ્દિષ, મુફતી અને મુલ્લાના નામે મશ્હૂર થયા. અમુકે ક઼ાઝી તથા મુફતીનો હોદ્દા સંભાળયો, અમુકે દર્સગાહો ક઼ાયમ કરી અને પઢવા પઢાવવાની ખામોશ ખિદમત અપનાવી. અમુક શાગિર્દોએ ખાનકાહો થકી ઈલ્મી તથા રૂહાની મેહફિલો સજાવી ખુદાની મખ્લૂક઼ની રેહનુમાઈ ફર્માવી. આમાં અશ્રફુલ ઉલમા વલ મશાઈખ હઝરત સૈયદ સિબ્ગતુલ્લાહ હુસૈની ભરૂચી ષુમ્મ મદની (વફાત : હિ.સ. ૧૦૧૫) બા કમાલ આલિમે દીન તથા શૈખે તરીક઼ત છે કે જ્યારે હિજાઝે મુક઼દ્દસ પહોંચ્યા તો હરમૈન શરીફૈનના ઉલમાએ તેમની મુક઼દ્દસ ઝાતથી ખૂબ ખૂબ ફાયદો ઉઠાવ્યો. ક઼ાઝી જલાલુદ્દીન મુલ્તાની, મુલ્લા હસન ફરાગ઼ી અને મુલ્લા અબ્દુર્રહમાન પોતાના ઈલ્મો ફઝ્લના કારણે અકબરી તથા જહાંગીરી સમયના મહાન આલિમોમાં ગણવામાં આવ્યા. આ પ્રમાણે આપની બારગાહે હજારો લોકોને નવાજ્યા અને એક જગતની ઈલ્મી તથા રૂહાની તરસ બુજાવી. તેમાં આપના અમુક મશ્હૂર શાગિર્દોનાં નામ આ પ્રમાણે છે :–

**(૦૧)** અશરફુલ ઉલમા વલ્ મશાઈખ સૈયદ સિબ્ગ઼તુલ્લાહ હુસૈની ભરૂચી ષુમ્મ મદની *(વફાત : હિ.સ. ૧૦૧૫)*

**(૦૨)** મૌલાના સૈયદ ફરીદ બિન અઝીઝુલ્લાહ સિદ્દીક઼ી અહમદાબાદી *(વફાત : હિ.સ. ૧૦૨૬)*

**(૦૩)** ક઼ાઝી જલાલુદ્દીન મુલ્તાની *(વફાત : હિ.સ. ૯૯૯)*

**(૦૪)** મૌલાના ઉષ્માન બિન ઈસા સિદ્દીક઼ી *(વફાત/શહાદત : હિ.સ. ૧૦૦૮)*

(૦૫) મૌલાના શૈખ યૂસુફ ઈબ્ને અબૂ યૂસુફ બંગાલી ષુમ્મ બુરહાનપૂરી

(૦૬) મૌલાના યાસીન ઈબ્ને અબૂ યાસીન હન્ફી શુત્તારી સામાનવી

(૦૭) સૈયદ અબૂ તુરાબ. મા'રૂફ બ શાહ ગદા હુસૈની શુત્તારી શીરાઝી ષુમ્મ લાહોરી *(વફાત : હિ.સ. ૧૦૧૭)*

(૦૮) મૌલાના સૈયદ શાહ અબ્દુલ ગફૂર અહમદાબાદી

(૦૯) મૌલાના અબ્દુલ ગની અબ્બાસી જાનેપૂરી *(વફાત : હિ.સ. ૧૦૨૫)*

(૧૦) મૌલાના સૈયદ અ. અઝીઝ અહમદાબાદી *(વફાત : હિ.સ. ૧૦૩૦)*

(૧૧) મુલ્લાહસન ફરાગી મુહદ્દિષ *(હિ.સ. ૧૦૩૭)*

(૧૨) મૌલાના શાહ મુહમ્મદ ફઝ્લુલ્લાહ શુત્તારી અહમદાબાદી ષુમ્મ બુરહાનપુરી *(વફાત : હિ.સ. ૧૦૨૯)*

(૧૩) શૈખ અબ્દુલ કાદિર બિન અબૂ મુહમ્મદ બિન અહમદ બગદાદી *(વફાત : હિ.સ. ૧૦૨૧)*

(૧૪) મૌલાના અબ્દુલ્લાહ ઉષ્માની શુત્તારી *(વફાત : હિ.સ. ૧૦૧૦)*

(૧૫) સૈયદ ઝિયાઉદ્દીન શુત્તારી મુલક્કબ બ ઝિયાઉલ્લાહ *(વફાત : હિ.સ. ૧૦૦૬)*

(૧૬) સૈયદ અબ્દુલ્લાહ શુત્તારી *(વફાત : હિ.સ. ૧૦૨૦)* આ બંને શૈખ મુહમ્મદ ગૌષ ગ્વાલ્યરીના ફરઝંદ છે.

(૧૭) મૌલાના મુહમ્મદ ગૌષી બિન શૈખ હસન બિન શૈખ મૂસા સાહિબે ગુલઝારે અબરાર.



## આપની પાક અવલાદ

શૈખ શાહ વજીહુદ્દીન અલ્વી عَلَيۡهِ الرَّحۡمَةُ وَ الرِّضۡوَانُ ના નવ ફરઝંદ હતા જેમાં આપના વિસાલના સમયે પાંચ ફરઝંદ હયાતમાં હતા. આપના ફરઝંદો આ પ્રમાણે છે :–

**(૧)** હઝરત સૈયદ શાહ મુહમ્મદ (વફાત : હિ.સ. ૯૯૧) હિ.સ. ૯૨૮માં આપની વિલાદત થઈ, આપ હાફિઝે કુર્આન તથા જૈયદ આલિમ વ ફાઝિલ હતા. જવાનીના સમયે ગુજરાતના બાદશાહો તરફથી ગુજરાતની ''મનસબ દારી''ના હોદ્દા પર હતા. આ હોદ્દો અમીરો માટે ખાસ હતો અને બાદશાહ પોતે સિલેક્ટ કરતો હતો. અને આ ચીફ જસ્ટીસ કરતાં પણ ઉચ્ચ દરજ્જો છે. દરમ્યાનમાં આપ પર જઝ્બનો આલમ તારી થઈ ગયો. પછી આપના વાલિદની ગુઝારિશ પર હઝરત શાહ મુહમ્મદ ગૌષ ગ્વાલિયરીની તવજ્જુહથી મકામે જઝ્બ મકામે મહ્વમાં બદલાઈ ગયું. બધા જ સિલસિલાની ખિલાફત તથા ઈજાઝત પોતાના વાલિદથી મળી.

૬૩ વરસની ઉમરે ૨૩ ઝિલ કઅદા હિ.સ. ૯૧૯માં બુરહાનપુરમાં ઈન્તેકાલ થયો અને ત્યાં જ મદફૂન થયા.

**(૨)** સૈયદ શાહ અબ્દુલ્લાહ હુસૈની (વફાત : હિ.સ. ૧૦૧૭) આપની પૈદાઈશ હિ.સ. ૯૩૦માં અહમદાબાદમાં થઈ. પોતાના વાલિદે માજિદથી બધા જ ઉલૂમની તા'લીમ મેળવી. આપ મોટા આલિમ વ ફાઝિલ તથા કામિલ બુઝુર્ગ હતા. રોજ એક કુર્આન ખતમ કરતા, દિવસમાં રોઝા રાખતા અને રાત નવાફિલમાં ગુજારતા. આપ અખ્લાક તથા આદતોમાં પોતાના વાલિદનું પ્રતિબિંબ હતા. લગભગ ૬૪ વરસ સુધી આપના વાલિદે તા'લીમ

આપવાની ખિદમત આપી અને આ અરસામાં આપ બરાબર આપના વાલિદની સાથે જ રહ્યા. પોતાના વાલિદની રૂહાનિયત તથા આપના ઈલ્મથી ફાયદો ઉઠાવતા રહ્યા અને જ્યારે આપ (શૈખ અલ્વી)ની વફાતનો સમય નજીક આવ્યો ત્યારે આપને બધા જ સિલસિલાની ઈજાઝત તથા ખિલાફતનો પહેરવેશ અતા ફર્માવ્યો અને પોતાના જાનશીન બનાવ્યા. આપે રિયાઝત તથા તક્વા વ પરહેઝગારીની જિંદગી અને અલ્લાહની મખ્લૂકને સીધો રસ્તો બતાવ્યો. સીત્યાસી (૮૭) વરસની ઉંમરે ૭ મુહર્રમુલ હરામ હિ.સ. ૧૦૧૭એ અહમદાબાદમાં ઈન્તેકાલ થયો અને વાલિદે બુઝુર્ગવારના રોઝામાં દફન કરવામાં આવ્યા.

**(૩) સૈયદ શાહ હબીબુલ્લાહ :** આપ ઘણા જ સખી, દરિયાદિલ તથા બહાદુર હતા. અહમદાબાદથી હિજરત ફર્માવી બુરહાનપુર ચાલ્યા ગયા.

**(૪) સૈયદ શાહ અબ્દુશ્શકૂર હુસૈની :** આપની વફાત આપના વાલિદની હયાતમાં જ થઈ હતી.

**(૫) સૈયદ શાહ અબ્દુલ હક્ક હુસૈની (વફાત : હિ.સ. ૧૦૪૦) :** આપ હાફિઝે કુર્આન અને આલિમે બાઅમલ હતા. શરૂઆતમાં શુજાઅત તથા બહાદુરીમાં મશહૂર હતા. ઘણી વખતે પોતાની બહાદુરીના કારણો જંગો ફતહ કરી. અચાનક આપની જિંદગીમાં બદલાવ આવ્યો અને બધુ જ છોડી તસવ્વુફ તથા સુલૂકનો રસ્તો અપનાવ્યો. વાલિદે માજિદથી ખિલાફત તથા બાતિની નેઅમતો મેળવી. હમેશાં ઝિક્રો અઝકાર તથા પોતાના વાલિદે માજિદ સાથે પઢવા પઢાવવામાં લાગેલા રહી ઈલ્મના તરસ્યાઓને સૈરાબ કરતા રહ્યા. ૨ રબીઉલ અવ્વલ હિ.સ. ૧૦૪૦માં અહમદાબાદમાં ઈન્તેકાલ થયો. સાબરમતી નજીક આપનું મઝાર છે.



**(૬) સૈયદ શાહ અબ્દુલ વાહિદ હુસૈની :** આપ હાફિઝે કુર્આન તથા આલિમે દીન હતા. અલ્લાહ તઆલાએ આપને ઘણી ખૂબીઓ તથા કમાલથી નવાઝયા હતા. અલ્લાહ પર તવક્કુલ અને રઝા આપની ખૂબ હતી. ઘણા જ નરમ અને ઈન્કેસારીવાળા હતા. આખુ જીવન ઝિક્ર તથા યાદે ઈલાહીમાં વિતાવ્યું. "ફખ્રે ઔલાદે અલી" આપનું સને વિસાલ છે."

**(૭) સૈયદ શાહ ગાલિબ હુસૈની (વફાત : હિ.સ. ૧૦૩૩)** આપ પર બાળપણથી જ જઝ્બની કૈફિયત રહેતી જે સંપૂર્ણ જીવન રહી. ૧૬ રબીઉલ અવ્વલ હિ.સ. ૧૦૩૩માં આપની વફાત થઈ.

**(૮) સૈયદ શાહ હામિદ હુસૈની :** આપનું લખાણ ઘણુ જ ખૂબસૂરત હતું અને હાફિઝે કુર્આન હતા.

**(૯) સૈયદ ગઝનફર હુસૈની :** બાળપણમાં જ આપનો ઈન્તેકાલ થઈ ગયો હતો.

ફરઝંદો (પુત્રો) સિવાય આપની બે બાળકીઓ પણ હતી :–

**(૧)** રાજી પારસા **(૨)** ઉમ્મતુલ હબીબ : મક્કા મુકર્રમામાં તેમની વફાત થઈ અને ઉમ્મુલ મો'મિનીન હઝરત ખદીજા رضی اللہ عنہاના નજીક દફન કરવામાં આવ્યા.

## બયઅત તથા ઈરાદત

હઝરત શૈખ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہએ ચિશ્તિયા અને મગરિબયા સિલસિલાની તા'લીમ વ તર્બિયત પોતાના વાલિદથી મેળવી પછી શૈખ કાઝીખાન ચિશ્તી નહરવાલી મા'રૂફ બ શૈખ કાઝિનથી બયઅત થયા અને તેમની સોહબતમાં રહી ફયૂઝ મેળવ્યો અને સિલસિલએ ચિશ્તિયા મુજબ ખિલાફતના પહેરવેશથી નવાજવામાં આવ્યા. સુહરવર્દી સિલસિલાની તર્બિયત પોતાના

મામા શૈખ બદરુદ્દીન ઉર્ફ શાહ બડ઼ા ઈબ્ને અબુલ ક઼ાસિમ સુહરવર્દી અને શૈખ નજમુદ્દીન સિદ્દીક઼ી સુહરવર્દીથી મેળવી અને જ્યારે આપના પર 'જઝબએ શૌક઼'નો ગલ્બો થતો તો સૈયદ કબીરુદ્દીન મજઝૂબની ખિદમતમાં હાજર થતા અને દર્દે દિલની શિકાયત કરી ઈલાજની દરખાસ્ત કરતા.

એકવાર આપની તબિયત પર 'જઝબાતે શૌક઼' ગ઼ાલિબ થયો અને દિલી કૈફિયત હદથી વધુ થવા લાગી, આપને ઈરાદો થયો કે બીજા શહેરમાં જઈ દિલનો સુકૂન હાંસલ કરવામાં આવે, એ જ હાલમાં આપ સૈયદ કબીરુદ્દીન મજઝૂબની ખિદમતમાં હાજર થયા. તેમણે ફર્માવ્યું, બહું બેક઼રાર ન થવું જોઈએ. અમુક દિવસો પછી હઝરત સૈયદ શાહ મુહમ્મદ ગ઼ૌષ શુત્તારી ગ્વાલિયરી અહમદાબાદ તશરીફ લાવ્યા. આપે તેમનાથી 'મશરબે શુત્તાર' હાંસલ કર્યો અને તેમના દામને તર્બિયત તથા હિદાયતથી જોડાઈ ગયા.

હઝરતના સમય તથા જમાનાના મશ્હૂર લેખક મુલ્લા અબ્દુલ ક઼ાદિર બદાયૂની લખે છે :– 'ઈરાદત'નો તાલ્લુક તો બીજાથી હતો પણ શૈખે મુહમ્મદ ગ઼ૌષથી તર્બિયત અને હિદાયત મેળવી અને આદાબે 'તરીક઼ત'માં તેમના પેરોકાર (અનુસરણ કરનાર) હતા. તેમની પાસે જ સુલૂકની રાહ મુકમ્મલ ફર્માવી. સૂફિયાના 'મશ્રબ'થી ઘણો જ લગાવ તથા નિસ્બત હતી.

શૈખ અબ્દુલ હક્ક઼ મુહદ્દિષ દહેલ્વીએ પણ આથી મલતી જુલતી વાત લખી છે, તેમના શબ્દો આ પ્રમાણે છે :– ''તસવ્વુફમાં આપની નિસ્બત શૈખ મુહમ્મદ ગ઼ૌષ સાથે હતી પરંતુ આપ મુરીદ બીજેથી હતા.

મૌલાના ગુલામ અલી આઝાદ બેલગ્રામી લખે છે :–

**(અર્થાત)** : જ્યારે 'સાહિબે જવાહિરે ખમસા' શૈખ મુહમ્મદ



ગ઼ૌષ ગ્વાલિયરી ગુજરાત આવ્યા તો શૈખ વજીહુદ્દીન અલ્વી આપના જમાલમાં ગુમ થઈ ગયા અને આપના સાયા નીચે 'તરીક઼ત'ના છેલ્લા મર્તબાએ પહોંચ્યા. તલબાને પોતે મેળવેલ ફયઝથી માલમાલ કર્યા અને પૂર્વ તથા પશ્ચિમને પોતાના નૂર તથા બરકતથી ઉજ્જવળ કર્યા.

## શૈખ મુહમ્મદ ગ઼ૌષ ગ્વાલિયરીની બારગાહમાં

શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہનો શૈખ મુહમ્મદ ગ઼ૌષ ગ્વાલિયરી رحمۃ اللہ علیہની બારગાહમાં હાજર થવાનો વાક઼િયો પણ અજીબ છે. શૈખ ગ્વાલિયરીએ 'મેઅરાજનામા' નામની કિતાબ લખી હતી જેના અમુક લખાણો બઝાહિર શંકાશીલ હતાં. આ લખાણોને લઈને શૈખ અલી મુત્તક઼ી, શૈખ અબ્દુલ મુકતદિર અને માલિક ઝૈનુદ્દીન વગેરે ઉલામાએ કુફ્રનો ફત્વો આપ્યો. અને સુલ્તાન મહમૂદ ગુજરાતી પર દબાણ કર્યું કે ઉપરોક્ત ફત્વાના કારણે શૈખ ગ્વાલિયરીના ક઼ત્લનો હુકમ કરે. સુલ્તાને આ ફત્વો શાહ વજીહુદ્દીન અલ્વી પાસે મોકલ્યો. આપ તો ફત્વો લઈ અસલ વસ્તુની જાણકારી માટે પોતે શૈખ ગ્વાલિયરીની બારગાહમાં હાજર થયા. જ્યારે આપ ત્યાં પહોંચ્યા અને શૈખ ગ્વાલિયરીને જોયા તો આપના પર એવી કૈફિયત છવાઈ ગઈ કે આપે તે ફત્વાને ફાડી નાખ્યો અને આપના અક઼ીદતમંદોના ગિરોહમાં દાખલ થઈ ગયા. શૈખ અલી મુત્તક઼ીને જ્યારે આ બનાવની જાણ થઈ તો શૈખ અલ્વી પાસે હાજર થયા અને પોતાનાં કપડાં તાર તાર કરી ફર્માવ્યું, કે બિદઅતના ફેલાવા તથા દીનમાં રૂકાવટથી તમે કેમ કરી રાજી છો ? શૈખ અલ્વીના દિલ તથા જાન પ્રથમથી જ શૈખ ગ્વાલિયરીની મહોબ્બતમાં ડૂબેલા હતાં એટલે જવાબ આપ્યો, આપણે માત્ર કહેવાવાળા છીએ અને તે જાણવાવાળા છે, આપણી સમજ તેમના કમાલાત સુધી નથી

પહોંચી શકતી અને સામાન્ય રીતે શરીઅતનો કોઈ જ વાંધો તેમના પર થતો નથી.

આ રીતે શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہના અસરથી ગુજરાતના નાના મોટા રાજા શૈખ ગ્વાલિયરીના મોઅતકિદ તથા ચાહક બન્યા અને શૈખ ગ્વાલિયરી એ બલાથી મુક્ત થયા.

શૈખ મુહમ્મદ ગૌષ સાથે આ નિસ્બત તથા અકીદત પર આપને નાઝ હતું. પોતે પોતાના મલફૂઝાતમાં લખે છે, શૈખ ગ્વાલિયરીની મુલાકાત પહેલાં મને અલ્લાહની કાંઈ જ ઓળખ અને મારેફત ન હતી, જેણે મને અલ્લાહ સુધી પહોંચાડયો તે શૈખ ગ્વાલિયરી رحمۃ اللہ علیہ છે.

મૌલાના આલમગુલ બિહારીના ઉલ્લેખના હવાલા થકી મૌલાના મુહમ્મદ ગૌષીએ શૈખ વજીહુદ્દીન અલ્વીનો આ બનાવ નકલ કર્યો છે, જે હિ.સ. ૯૮૩માં બન્યો. શૈખ અલ્વીએ મૌલાના આલમગુલ બિહારીને ફર્માવ્યું :–

''જે વસ્તુઓ પર અલ્લાહની મા'રેફત તથા ઓળખનો આધાર છે તે વસ્તુને મેળવવાનો શોખ તે સમયે મારા દિલમાં પણ હતો જ્યારે હું પઢવા પઢાવવામાં લાગેલો હતો. અચાનક અલ્લાહની મશિય્યત કે દરેક વસ્તુમાં જેના સો સો (૧૦૦) નુક્તા તથા નૌરંગીઓ છે.... હઝરત ગૌષુર્રહમાન ગ્વાલિયરથી ગુજરાત પહોંચ્યા અને આ જ મારું શૈખ ગૌષુર્રહમાન ગ્વાલિયરી સાથે મારી મુલાકાતનું કારણ બન્યું. થોડા જ અરસામાં હઝરતની કીમયાવાળી નજર મુબારકના અસરથી મારો ઈસ્લામ તાંબાથી સોનું બની ગયો. રસ્મી અકીદાઓની કૈદમાંથી નીકળી હકીકી ઈમાનની જન્નતમાં ચાલવાનું નસીબ થયું અને અમુક દિવસો પછી ખિલાફતનો અઝીમ તોહફો મળ્યો. જે કાંઈ પણ પાસે ન હતું તે સૌ મળી ગયું.''



શૈખ મુહમ્મદ ગૌષ ગ્વાલિયરી رحمۃ اللہ علیہની સોહબતની બરકતથી તેમને જે રૂહાની તરક્કી નસીબ થઈ તેનું વર્ણન પોતે પોતાના મલ્ફૂઝાતમાં આ રીતે છે :–

શૈખ અલ્વી رحمۃ اللہ علیہએ ફર્માવ્યું, ''એકવાર મેં ખ્વાબમાં જોયું કે પીર દસ્તગીર શાહ કાઝિન ઝાડ નીચે આરામ ફર્માવી રહ્યા હતા, હું પણ ત્યાં હાજર હતો. ફર્માવ્યું, તમે કોણ છો ? મેં કહ્યું કે આપનો મુરીદ. ફર્માવ્યું કે તમને આ દરજા સુધી કોણે પહોંચાડયા ? મેં કહ્યું, શૈખ મુહમ્મદ ગૌષે. ફર્માવ્યું, હા ! શૈખ મુહમ્મદ ગૌષ એવા જ માણસ છે.''

મૌલ્વી અબ્દુલ હક્ક સાહેબે 'મકસદૂલ મરામ'ના હવાલાથી લખ્યું છે, ''મકસદૂલ મરામ'' (મલ્ફૂઝાતે સૈયદ હાશિમ અલ્વી)માં ખૂદ શાહ હાશિમ (શૈખ વજીહુદ્દીન અલ્વીના ભત્રીજા)ની જબાની આ લખ્યું છે કે શાહ વજીહુદ્દીનની તર્બિયત હઝરત શાહ મુહમ્મદ ગૌષે ફર્માવી અને હકીકતોનો ઈલ્મ શીખવાડયો. પોતે ૧૨૦ ઈલ્મ હાંસલ કરેલ હોવા છતાં શૈખ અલ્વીએ ફર્માવ્યું કે, ''જો હું શૈખ ગ્વાલિયરીની મુલાકાત ન કરત તો મુસલમાન ન હોત !'' અને પછી ફર્માવ્યું કે, ''અલ્લાહની જે મા'રેફત આખી જિંદગી હાંસલ ન થઈ હતી તે મને એક રાતમાં મળી ગઈ.''

ટૂંકમાં એ કે રૂહાની બરકતો આપે સૌથી વધુ શૈખ ગ્વાલિયરીની બારગાહમાંથી મેળવી. અને શૈખ ગ્વાલિયરીના એવા મહાન ખલીફા છે જેમના પર પોતે શૈખને પણ નાઝ હતો !

મશ્હૂર મોગલ બાદશાહ નૂરૂદ્દીન જહાંગીર 'તઝકે જંહાગીર'માં લખે છે : ''શૈખ વજીહુદ્દીન, શૈખ મુહમ્મદ ગૌષના એવા મહાન ખલીફા હતા જેમના પર પોતે શૈખને પણ નાઝ હતો. શૈખ વજીહુદ્દીનની શૈખ ગૌષ પ્રત્યે અકીદત તથા મહોબ્બત થકી શૈખ

ગૌષના મર્તબા તથા મક઼ામનો પણ અંદાજો લાગી શકે છે.

પોતે હઝરત શૈખ ગ્વાલિયરીએ શાહ વજીહુદ્દીનને સિલસિલએ શુત્તારિયા અને બીજા બધા જ સિલસિલાની ઈજાઝત તથા ખિલાફત અતા ફર્માવી અને ખિલાફતનામામાં ઘણા જ મહત્વના લક઼બોથી નવાજ્યા. તેના શરૂઆતના શબ્દો આ પ્રમાણે છે :–

"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહિમ. શૈખો મશાઈખિલ ઈસ્લામ શૈખ વજીહુદ્દીન અલ મુખાતબ બ અલી ષાની ફતહ યાબે ખિલાફત.....

(અર્થાત) : "અલ્લાહના નામથી શરૂ જે મોટો મહેરબાન રહમવાળો. શૈખુલ મશાઈખિલ ઈસ્લામ શૈખ વજીહુદ્દીન જેમનો ખિતાબ 'અલી ષાની' છે, તેમને ચૌદ (૧૪) તરીક઼તના સિલસિલાની ખિલાફત અતા કરવામાં આવી."

## એક શંકાનું નિવારણ

શૈખ હામિદ બિન ફઝ્‌લુલ્લાહ માઅરૂફ બ 'જમાલી'એ મુગલ બાદશાહ મુહમ્મદ હુમાયુના જમાનામાં ઔલિયા અલ્લાહના જીવન ઝરમર વિશે એક કિતાબ લખી 'સિયરુલ આરિફીન', તેમણે તે કિતાબને પોતાના પીરો મુર્શિદ શાહ સમાઉદ્દીન દહેલ્વી (વફાત : હિ.સ. ૯૧૧)ની દફન વિધિના વર્ણન પર સંપૂર્ણ કરી છે. તેમણે લખ્યું છે :–

**(અર્થાત)** : "હઝરત શૈખ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہ જેઓ પોતાના જમાનાના કુતુબ હતા તેમની મઝાર ગુજરાતમાં છે."

પછી આગળ લખે છે : "હઝરત શૈખ વજીહુદ્દીન અહમદ હઝરત બાબા ઈસ્હાક મગ઼રબીના મુરીદ હતા."

અમુક ઈતિહાસકારોને ઉપરોક્ત વર્ણનથી ધોકો થયો અને



તેમણે ઉપરોક્ત લખાણમાં શાહ વજીહુદ્દીન અલ્વી ખલીફા શૈખ ગ્વાલિયરી સમજ્યા. જ્યારે કે ઉપરોક્ત બુઝુર્ગ શૈખ અલ્વીથી ઘણા સમય પહેલાંના છે. કારણ કે સિયરુલ આરિફીનના લેખક વર્ણન કરે છે કે જ્યારે તેમના પીર પાસંઠ (૬૫) વરસની વયે શૈખ વજીહુદ્દીનને મળ્યા ત્યારે તેમની ઉમર એકસો ત્રેવીસ (૧૨૩) વરસની હતી. શૈખ સમાઉદ્દીન સિયરુલ આરિફીનના વર્ણન મુજબ હિ.સ. ૯૧૧માં વફાત પામ્યા અને ગુલામ અલી આઝાદના વર્ણન મુજબ શૈખ વજીહુદ્દીન અલ્વી ખલીફએ શૈખ મુહમ્મદ ગ઼ૌષ ગ્વાલિયરીની પૈદાઈશ હિ.સ. ૯૧૧માં મુહમ્મદાબાદ (ચાંપાનેર)માં થઈ. બાબા ઈસ્હાક઼ મગ઼રબીના મુરીદ શૈખ વજીહુદ્દીન અહમદનો જે વરસે ઈન્તેકાલ થયો, તે જ વરસે શૈખ અલ્વીની પૈદાઈશ થઈ. સ્પષ્ટ છે કે મૌસૂફ (વર્ણવેલ) તે શૈખ વજીહુદ્દીન નથી જેમની ઝિયારત શૈખ સમાઉદ્દીને કરી અને જે બાબા ઈસ્હાક઼ મગરબીના મુરીદ હતા.

## આપની કિતાબો

શૈખ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہ ઘણા જ મહાન લેખક અને મુસન્નિફ હતા. પઢવા પઢાવવા તથા પીરી મુરીદી સાથે લખવાનું કામ પણ લગાતાર કરતા રહેતા. તે જમાનામાં શરહો તથા હાશિયા લખવાનો રિવાજ હતો એટલા માટે આપનું લખાણ શરહો તથા હાશિયાની શકલમાં લોકો સમક્ષ આવ્યું. શરૂઆતની પઢાવવાની કિતાબોથી લઈને છેલ્લી કિતાબો સુધી દરેક કિતાબ પર શરહ કે હાશિયો લખ્યો. અકબરના સમયના પ્રખ્યાત ઈતિહાસકાર મુલ્લા અબ્દુલ ક઼ાદિર બદાયૂની શૈખ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہના જમાનામાં મૌજૂદ હતા, તેમણે પોતાની મશ્હૂર કિતાબ 'મુન્તખબુ ત્તવારીખ'માં લખ્યું છે :–

"બધા જ અક્લી તથા નક્લી (શરઈ) ઉલૂમ પર આપ પ્રભુત્વ ધરાવતા હતા. જેથી "સર્ફે હવાઈ"થી લઈ "ક઼ાનૂન" શિફા, મિફ્તાહ અને અઝદી જેવી કિતાબોમાંથી કદાચ જ કોઈ એવી કિતાબ હશે જેના પર તેમણે શરહ અથવા હાશિયો ન લખ્યો હોય."

આપની લેખલ કિતાબોની સંખ્યા શું હતી ? આ એક તેહક઼ીક઼ માટેનો વિષય છે. મોલ્વી રહમાન અલીએ "તઝકેરએ ઉલમાએ હિંદ"માં આપની ૨૩ (ત્રેવીસ) કિતાબોના નામ લખ્યાં છે. પ્રોફેસર મુહમ્મદ મસઊદ અહમદે 'શાહ મુહમ્મદ ગૌષ ગ્વાલિયરી'માં અને પ્રોફેસર ખલીક઼ અહમદ નિઝામીએ 'હયાતે શૈખ અબ્દુલ હક્ક઼ મુહદ્દિષ દહેલ્વી'માં મુક઼દ્દમામાં વિવિધ કિતાબોના હવાલાથી સત્તાવીસ કિતાબોનાં નામો વર્ણન કર્યાં છે. શૈખ અહમદ બિન મુહમ્મદ ફારૂક઼ીએ ઈ.સ. ૧૦૮૪માં મદીનએ મુનવ્વરામાં ' ખુલાસતુલ વજીહ'ના નામે શૈખ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہ વિશે એક અરબી લેખ લખ્યો છે, તેમાં ફર્માવ્યું કે મારી જાણ તથા યાદ શક્તિ અનુસાર શૈખ અલ્વીની કિતાબો આ પ્રમાણે છે, પછી તેમણે ચાલીસ (૪૦)થી વધુ કિતાબોનાં નામ ગણાવ્યાં. હઝરત શૈખ અલ્વીના જલીલુલ કદ્ર શાગિર્દ શૈખ અબ્દુલ અઝીઝ ખાલિદીની લખેલ મન્ક઼બતનો એક શેઅર આ છે :– "શૈખ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہને દરેક ઈલ્મમાં મહારત હતી અને તેમની લખેલ કિતાબોની સંખ્યા ચાલીસ (૪૦)થી વધુ છે."

સૈયદ હુસૈની પીર અલ્વીએ તઝકિરતુલ વજીહમાં ૬૬ કિતાબોનાં નામ ગણાવ્યાં છે, જ્યારે કે મૌલાના ગુલામ અલી આઝાદ બિલગિરામીએ પોતાની કિતાબ "મઆષિરુલ કિરામ"માં આપની લખેલ શરહો તથા હાશિયાની સંખ્યા એકસો સત્તાણુ (૧૯૭) લખી છે.



આપની અમુક મશ્હૂર તસાનીફ (કૃતિઓ) આ પ્રમાણે છે :–

**(૧) હાશિયા અલા તફ્સીરિલ બયઝાવી** : કુતુબખાના આસિફિયા હૈદરાબાદ, દક્કનમાં આનો કલમી નુસ્ખો મૌજૂદ છે. (ભાગ–૪, પેજ–૨૧) આ નુસ્ખો ઘણો જ પૂરાણો છે અને મુસન્નિફના નુસ્ખાથી મનકૂલ છે. એક નુસ્ખો જેની કિતાબની સન હિ.સ. ૧૦૭૮ છે. ગંજ કલેકશનમાં અલીગઢના કુતુબખાનામાં પણ છે.

**(૨) શરહ નુખ્બતુલ ફિકર** : આ કિતાબ હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (વફાત : હિ.સ. ૮૫૨)ની જમાનાભરમાં પ્રખ્યાત કિતાબ 'નુઝહતુન્નઝર ફી તૌઝીહિ નુખ્બતિલ ફિકર'ની શાનદાર આલિમાના અરબી શરહ છે.

મેં (નફીસ અહમદ મિસ્બાહીએ) એની તેહક઼ીક઼ કરી છે અને અરબી ભાષામાં ૫૯ પેજ પર ફેલાયેલ એક ભવ્ય મુક઼દ્દમો અને તા'લીકાત અને હાશિયો લખી હિ.સ. ૧૪૨૬/ઈ.સ. ૨૦૦૫માં મજલિસે બરકાત જામિઆ અશ્રફિયા મુબારકપુરના એહતિમામથી નવા કંપોઝિંગ સાથે છપાવવામાં આવી, જેનો એક નુસ્ખો રઝા લાયબ્રેરી, રામપૂરમાં ઉપ્લબ્ધ છે.

**(૩) હાશિયા ઐલા શરહિલ મવાક઼િફ** : આ મીર સૈયદ શરીફ જુરજાનીની શરહ મવાક઼િફ પર અરબી ભાષામાં હાશિયો છે, જેનો એક નુસ્ખો કુતુબખાના પીર મુહમ્મદ શાહ, અહમદાબાદ (ગુજરાત)માં મૌજૂદ છે, પણ અફસોસ કે એ છેલ્લેથી અધૂરી છે અને કિતાબનો મોટો હિસ્સો ગુમ છે.

**(૪) હાશિયા અ'લત્તવલીહ** : આ હાશિયો કુતુબખાના પીર મુહમ્મદ શાહ, અહમદાબાદમાં મૌજૂદ છે. લખ્યા પછી લગભગ સવાસો વરસો પછી હિ.સ. ૧૧૨૦માં આ હાશિયાની કિતાબ થઈ.

આ મુસન્નિફ (લેખક)ના પોતાના લખાણથી મન્કૂલ છે અને હાશિયા પર ઠેક ઠેકાણે તસ્હીહ કરવામાં આવી છે.

**(૫) હાશિયા અલા શરહિલ વક઼ાયા :** પીર મુહમ્મદ શાહના કુતુબખાના (અહમદાબાદ)માં તેનો એક નુસ્ખો મૌજૂદ છે જે અવ્વલો આખિર (શરૂઆત તથા અંત)થી અધૂરો છે. આ સિવાય રઝા લાયબ્રેરી રામપૂરમાં પણ તેનો એક કલમી નુસ્ખો મૌજૂદ છે.

**(૬) હાશિયા અ'લા શરહિલ જામી :** કુતુબખાના પીર મુહમ્મદ શાહ અહમદાબાદમાં તેનો એક નુસ્ખો મૌજૂદ છે, જેના ગવાહ મુહમ્મદ ઈનાયતુલ્લાહ બિન અબ્દુલ અઝીઝ છે. આ નુસ્ખો હિ.સ. ૧૦૮૧માં તૈયાર કરવામાં આવ્યો. યોગ્ય લખાણમાં ૪૮ પેજમાં ફેલાયેલ છે. આ સિવાય રઝા લાયબ્રેરી, રામપૂર અને કુતુબખાના આસિફિયા, હૈદરાબાદમાં પણ તેનો એક ક઼લમી નુસ્ખો મૌજૂદ છે.

**(૭) શરહે ઈર્શાદુન્નહવ :** આ ક઼ાઝી શહાબુદ્દીન દૌલતાબાદી મઅરૂફ બા શારેહે હિંદી (વફાત : હિ.સ. ૮૪૯)ની કિતાબ "અલ ઈર્શાદ"ની શરહ છે. આનો ક઼લમી નુસ્ખો રઝા લાયબ્રેરી રામપૂરમાં મૌજૂદ છે.

**(૮) હાશિયા અલા મુખ્તસરિલ મ'આની :** આનો ક઼લમી નુસ્ખો કુતુબખાના પીર મુહમ્મદ શાહ, મુહમ્મદાબાદમાં મૌજૂદ છે. આ નુસ્ખો હિ.સ. ૧૦૧૦નો લખેલ છે. આને લખનાર (નક઼લ કરનાર)ના પૌત્રા કબીર મુહમ્મદ ઈબ્ને શાહ મુહમ્મદ છે.

**(૯) શરહે જામે જહાંનુમા :** 'જામે જહાંનુમા' તસવ્વુફમાં પ્રખ્યાત લખાણ છે જેનો લેખક મુહમ્મદ બિન ઈઝ્ઝુદ્દીન બિન આદિલ મગરબી છે. શાહ વજીહુદ્દીન અલ્વી رحمۃ اللہ علیہએ તેની શરહ લખી. આ શરહના બે ક઼લમી નુસ્ખા પીર મુહમ્મદના કુતુબખાનામાં



મૌજૂદ છે. આ કિતાબ ફારસી ભાષામાં છે. આ કિતાબ રજબ હિ.સ.૧૩૧૧માં મદ્રાસ (ચેન્નાઈ)થી પ્રસિદ્ધ થઈ.

**(૧૦) હક઼ીક઼તે મુહમ્મદિયા :** આ અરબી ભાષાના તસવ્વુફના મસાઈલ વિશે રિસાલો છે. આ રિસાલો નોરમલ સાઈઝના ત્રેવીસ (૨૩) પેજીસ પર ફેલાયેલ છે. આ ટૂંકો પણ નિહાયત જામેઅ છે. આનો ક઼લમી નુસ્ખો કુતુબખાના પીર મુહમ્મદ શાહ, અહમદાબાદમાં મૌજૂદ છે.

આ સિવાય નીચે પ્રમાણેની કિતાબો પણ આપના થકી લખાયેલ છે : **(૧૧)** હાશિયા અલા શરહિલ અક઼ાઈદ લિત્તફતા ઝાની **(૧૨)** હાશિયા હિદાયા લિલ્ મુર્ગયાની **(૧૩)** હાશિયા અ'લા શરહિલ મક઼ાસિદ **(૧૪)** હાશિયા અલલ મુતવ્વલ્ લિત્તફતાઝાની **(૧૫)** હાશિયા અલા શરહિત્તજરીદ લિલ્ અસ્ફહાની **(૧૬)** હાશિયા અ'લા શરહિલ અઝદી અ'લા મુખ્તસર ઈબ્નિલ હાજિબ **(૧૭)** હાશિયા અ'લા શરહિત્તજરીદ લિલ્ અસ્ફહાની **(૧૮)** હાશિયા અલલ્ હાશિયતિલ ક઼દીમા લિલ મુહક્કિ઼ક઼િદ્દવ્વાની **(૧૯)** હાશિયા અ'લા હિકમતિલ ઐન **(૨૦)** હાશિયા અ'લા શરહિલ ચગમની **(૨૧)** હાશિયા અલા શરહિશ્શમસિયા લિલકુતુબિર્રાઝી **(૨૨, ૨૩)** શરહે અબ્યાતે મુન્હિલ **(૨૪)** શરહે કલીદે મખાઝિન લિશ્શૈખ મુહમ્મદ ગૌષ ગ્વાલિયરી **(૨૫)** શરહે રિસાલએ ક઼ોશિજી ફિલ હય્યતિ **(૨૬)** શરહે લવાએહ જામી **(૨૭)** શરહે અબ્યાતે તસ્હીબ **(૨૮)** રિસાલા તરતીબે અરકાનુસ્સલાત **(૨૯)** હાશિયા શરહે તહઝીબ **(૩૦)** હાશિયા અયનુલ મિફતાહ **(૩૧)** રિસાલએ ઈમાન **(૩૨)** રિસાલા ફી તહક઼ીક઼ે ઈબ્લીસ **(૩૩)** રિસાલા ફી અજવબતિલ એ'તેરાઝાત લિલ્ ફક઼ીહિલ હિબ્રતી અલલ્ ફાઝિલિલ હિન્દી **(૩૪)** રિસાલા તરીક઼એ બયઅત

(૩૫) રિસાલા મુખ્તસરુલ મવલદ લિલ્ ઈમામિલ જઝરી : આ ૩૫ પાનાંની કિતાબ છે અને દરેક પાનામાં ૧૩ લીટીઓ છે. આ ઈમામ મુહમ્મદ બિન મુહમ્મદ જઝરીના રિસાલએ મૌલૂદનો ખુલાસો (ટૂંકાવેલ) છે. શૈખ અલ્વીના શાગિર્દ શૈખ હસન ફરાગીએ તેની શરહ લખી છે. જે કુતુબખાના પીર મુહમ્મદ શાહ અહમદાબાદમાં મૌજૂદ છે. આના મુકદ્દમામાં તેમણે લખ્યું છે કે મારા ઉસ્તાઝ શાહ વજીહુલ હક્ક વદીન 'મૌલૂદે જઝરી'ને પસંદ ફર્માવતા હતા. બારા રબીઉલ અવ્વલ (મીલાદુન્નબી)ના મૌકા પર તેને પઢયા કરતા હતા. આ જોઈ મારા દિલમાં તેની શરહ લખવાની ઈચ્છા થઈ. આપની વફાત પછી પણ આ સિલસિલો જારી રહ્યો. (૩૬) અવરાદે વજીહ (૩૭, ૩૮) હાશિયા ઝુરૈરી (૩૯) રિસાલા જન્નાતે અદન અલા તફસીરીલ બયઝાવી (૪૦) હાશિયા તફસીરે રહમાની (૪૧) હાશિયા અલત્તલવીહ ફી ઉસૂલિલ ફિકહિલ હન્ફી (૪૨) હાશિયા કિતાબુશિફા લિલ્ કાઝી અયાઝિલ માલિકી (૪૩) શરહે બસીત ફિલ ફરાઈઝ (૪૪) હાશિયા આસિફ ખાની (૪૫) રિસાલએ કલામ (૪૬) હાશિયા શરહે મતાલેઅ (૪૭) હાશિયતુલ્ કાફિયા લિ ઈબ્નિલ હાજિબ ફિન્નહ્વ (૪૮) વાફિયા શરહે કાફિયા (૪૯) હાશિયાએ અલી હાશિયતિલ ખયાલી (૫૦) શરહે તોહફએ શાહિયા (૫૧) મકતૂબાત.

આપની અમુક કિતાબો છે જેનાં નામોની યાદી શૈખ અહમદ બિન ફારૂકીની કિતાબ 'ખુલાસતુલ વજીહ' મૌલ્વી રહમાન અલીની કિતાબ 'તઝકિરએ ઉલ્માએ હિંદ' પ્રો. મુહમ્મદ મસઊદ અહમદ નક્શબંદીની કિતાબ 'શૈખ મુહમ્મદ ગૌષ ગ્વાલિયરી' ડો. ખલીક અહમદ નિઝામીની કિતાબ 'હયાતે શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી' અને સૈયદ હુસૈની પીર અલ્વીની કિતાબ 'તઝકિરતુલ



વજીહ'થી તૈયાર કરવામાં આવી છે. અને ઉપર વર્ણવેલ દસ કિતાબોની ઓળખ 'હયાતે શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી' અને 'તઝકિરતુલ વજીહ'થી સાભાર છે.

## આપનો જમાનો

આપે આપના જીવનમાં દસ બાર રાજાઓની ચડતી તથા પડતીને જોઈ. આપ સાત વરસના હતા જ્યારે સુલ્તાન મેહમૂદ બેગડાએ વફાત પામી. જ્યારે આપ બાવીસ વરસના થયા ત્યારે સુલ્તાન મુઝફ્ફર (બીજા) વફાત પામ્યા. તે જ વરસે સુલ્તાન સિકંદર ગુજરાતી કત્લ કરવામાં આવ્યા અને સુલ્તાન મેહમૂદ (બીજો) હોદ્દેથી બરખાસ્ત થયો. તેવીસ વરસની ઉમરમાં સુલ્તાન બહાદુરશાહ ગુજરાતી સમુદ્રમાં ડૂબ્યા. દિલ્હીના મોગલ બાદશાહ હુમાયુ અને સુલ્તાન મુહમ્મદ ફારૂકી (ખાનદેશ)નો હુકૂમતનો દોર પણ આપની સામે જ પસાર થયો. ૫૧ વરસની ઉમરમાં સુલ્તાન મેહમૂદ (ત્રીજા)ને ઝહેર પી મીઠી ઊંઘમાં જોયા. જ્યારે આપ ૫૮ વરસના થયા ત્યારે સુલ્તાન અહમદ ષાનીને સાબરમતીના કિનારે મૃત હાલમાં પામ્યા. ૭૦ વરસની ઉમરે સુલ્તાન મુઝફ્ફર સોમ (ત્રીજા)ને કૈદી બનાવી અકબરના દરબારમાં ઊભા જોયા. ત્યાર પછી અકબરના જાહોજલાલનો પણ નઝારો કર્યો. પરંતુ આટલા ઈલ્મો ફઝલ, શોહરત તથા મકબૂલિયત, શાગિર્દો તથા મુરીદો અને ચાહવાવાળાઓની એક મોટી જમાઅત હોવા છતાં આપે કોઈ દિવસ રાજકરણમાં ઝંપલાવ્યું નહીં, ન તો હાકેમો તથા અમલદારોને વિના જરૂરત મુલાકાતની કોશિશ કરી. આપની ઉમરના છેલ્લા દાયકામાં આપે ઘણા ઈન્કિલાબ જોયા અને અસંખ્ય લોકોનું લોહી વહેતું જોયું જેના કારણે આપની નજીક દુનિયાનું

કાયમ ન હોવું યકીની થઈ ગયું. એટલા માટે તે સમયે દુનિયાથી અરૂચી અને આખેરતની ફિકર અને તસવ્વુફ તરફ આપ વધુ માઈલ થઈ ગયા.

## વફાત

આપની ૮૭ વરસની ઉમરમાં રવિવારના દિવસે, સુબ્હ સાદિકના સમયે ૨૯ મુહર્રમુલ હરામ, હિ.સ. ૯૯૮માં આ ફાની દુનિયાથી કૂચ કર્યું અને અમદાવાદ ગુજરાતમાં દફન થયા ત્યાં આપનું મઝાર મુબારક ખૂબ જ પ્રખ્યાત અને લોકોની ઝિયારગાહ છે. આપની વફાત પછી આપના સમયના ઉલમાએ વફાતની તારીખો અને મરષિયા લખ્યા, જેમાં મૌલાના ઈબ્રાહીમ દક્કનીએ અરબી મરિષયો ઘણો જ દર્દભર્યો અને અસરકારક છે. જેના અમુક શેઅર આ મુજબ છે :–

**(૦૧)** હું અલ્લાહની હમ્દો ષના કરું છું, તે બધા તાલિબોનો મતલૂબ છે.

**(૦૨)** હમેશાં અને હર વક્ત તેમના પર દુરૂદ થાય જે બધી મખ્લૂક અને બધા જ રસૂલોથી બેહતર છે.

**(૦૩)** અમારા શૈખની ખૂબીઓ એટલી ઈજ્જત તથા બુલંદીવાળી છે કે ગણત્રી કરનારા તેને ગણી નથી શક્તા.

**(૦૪)** વજીહુદ્દીન ઉચ્ચ ખાનદાનવાળા છે, તેમણે રસૂલુલ્લાહના દીનને ઝિંદા કર્યો.

**(૦૫)** વજીહુદ્દીન બુલંદ મર્તબાવાળા છે તે શરીઅત તથા તરીકતના સંગમ છે.

**(૦૬)** ઈલ્મ તથા મઅરેફતના ઈચ્છુકો આપની બારગાહમાં હાજર થાય છે.



**(૦૭)** આપ ઈલ્મ તથા મઅરેફતના સમંદર અને તક્વામાં મુફતીઓના સરદાર હતા.

**(૦૮)** દુનિયામાં દરેક જગાએ આ'લા તેમના શાર્ગિદ જોશો.

**(૦૯)** અમારા શૈખ દુનિયામાં એવા જ વજીહ હતા જેવા કે દીનમાં.

**(૧૦)** આપ જાહેરી તથા બાતિની ઈલ્મ દ્વારા લોકોને ફાયદો આપનાર તથા હાકેમો સમક્ષ લોકોની સિફારિશ કરનાર હતા.

**(૧૧)** અમે જિંદગી તથા મૌતમાં આપના ફયૂઝનો આગ્રહ રાખીએ છીએ ખાસ કરીને મઅરેફતની મંઝિલોમાં.

**(૧૨)** તો હે અમારા શૈખ ! અબ્દુલ અઝીઝ પર કરમ અને સખાવત ફર્માવો અને તેની મદદ કરો.

**(૧૩)** તો હે અબ્દુલ અઝીઝ ! વજીહુદ્દીન તારો વસીલો છે જે હક્કને ઓળખનારામાં સૌથી બેહતર છે.

આ જ રીતે શૈખ દક્કનીએ આપની શાનમાં એક ખૂબ જ સારો કસીદો આપની શાનમાં લખ્યો છે જે મુખમ્મસ છે. આ કસીદો અદબી ખૂબીઓથી માલમાલ છે જેમાં ઠેક ઠેકાણે સિનઅતે તિબાકનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આખો કસીદો તઝકિરતુલ વજીહમાં મૌજૂદ છે પણ તેમાં કિતાબત (લખાણ)ની ખૂબ જ ભૂલો છે.

સારાંશ એ કે અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વી દસમી સદી હિજરીમાં જાહેરી તથા બાતિની ઈલ્મના સંગમ હતા અને ગુજરાતના તે મહાન આલિમોમાંથી કે જેમના એહસાનો હિંદુસ્તાનવાસીઓ કદી ચૂક્વી નહીં શકે. વલી ગુજરાતીએ આપની બારગાહમાં બિલકુલ સત્ય કહ્યું છે :–

ફય્ઝ તેરા હૈ અબ્રે નૈસાની
દો જહાં પર કિયા દુર્રે અફશાની

દિલ તેરા મઝહરે તજલ્લીએ હક્ક઼
મુખ તેરા રોનકે મુસલમાની

આલિમાં દેખ તુઝ ફસાહત કો
તજ દે દા'વએ સુખન દાની

હૈ વિલાયત કે તખ્ત પર તુઝકો
શૌકતો હશ્મતે સુલૈમાની

ઉસ્તાઝુલ હિંદ અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વીના જીવન ઝરમરના અમુક ભાગો છે જે મેં પ્યારા વાંચકો સમક્ષ રજૂ કર્યા. આપની શખ્સિયત એક મજમૂઓ છે જેના વિશે વિસ્તારથી લખવા માટે એક મોટા દફતરની જરૂર રહે. આ સાથે મારા ક઼લમને રોકું છું..... કે,

**નિકાલી સૈંકળોં નેહરેં કે પાની કુછ તો કમ હોગા,**
**મગર ફિર ભી મેરે દરયા કી તુગ્યાની નહીં જાતી**



## આપની અમુક કરામતો

**★ ગમગુસાર આક઼ા ﷺ એ સૈયદ યાસીનને બારગાહે વજીહીમાં મોકલ્યા ★**

હઝરત સૈયદ યાસીન قدس سرہ હજ્જ અને ઝિયારતે નબવીના શૌકમાં ઘરેથી નીકળી અમદાવાદ આવી સરકાર વજીહુદ્દીન رحمۃ اللہ علیہના દીદારનો ફયઝ મેળવી હિજાઝ તરફ રવાના થયા. હજ્જથી ફારેગ થઈ બારગાહે નબવીમાં હાજરી માટે આવી પહોંચી ઘણી જ નમ્રતા તથા વિનય વિવેકથી આક઼ાની ચૌખટને ઝાડુ આપતા રહ્યા. એક દિવસ આ કામ કરી રહ્યા હતા, એવામાં ખ્યાલ આવ્યો કે, મુલ્કે શામના ફલાણા બુઝુર્ગ પાસે જઈ હક઼ાઈક઼ે ઈલાહી હાસિલ કરું. આ ખયાલ સૈયદ યાસીન સાહબને પેદા થાય છે, ત્યાં જ ગુંબદે ખિદરામાંથી નિદા થઈ :–

હે ફરઝંદ ! તમે વજીહુદ્દીનથી જાહેરી મુલાકાત કરી છે. તમને તેમના બાતિની ભેદોની જાણ નથી, જાઓ જે મક઼સદ હશે તે ત્યાંથી જ બર આવશે. અબદક઼રાર આક઼ા ﷺના ઈર્શાદ પ્રમાણે સૈયદ સાહબ અરબથી હિંદ આવવા રવાના થયા અને જહાઝ પર સવાર થયા. એકાએક જહાઝ ખરાબામાં આવી પડયું. રસ્તો ભૂલાયો.

**★ ડૂબતું જહાઝ બચાવ્યું ★**

નાવિક દરિયાની આંટીઘૂંટીથી સંપૂર્ણ પરિચિત હતો. તેણે કહ્યું, આ દરિયામાં એક પહાડ આવી રહ્યો છે, જેનાથી બચવું મુશ્કેલ છે તો પણ બારગાહે ઈલાહીમાં દુઆ કરવી રહી કે, તે કોઈ ગૈબી મદદથી આપણને આ આફતમાંથી બચાવી લે. આ પરિસ્થિતિમાં સૈયદ યાસીન સાહબે મુરાકિબો ફર્માવ્યો અને એમાં કશ્ફ થતાં હઝરત શાહ સાહબ વજીહુલ હક્ક઼ વ મિલ્લત رحمۃ اللہ علیہ હાજર થઈ

ફર્માવી રહ્યા છે : હે યાસીન ! તું સંપૂર્ણ સંતોષ રાખ, અમારી હિમ્મત (ધ્યાન) તારા અને બધા મુસાફરોની સાથે છે. ઈન્શાઅલ્લાહ ! જહાઝ સલામતી સાથે પસાર થઈ જશે અને તમે બધા હલાકતથી બચો જશો. સૈયદ સાહબે જહાઝવાસીઓને સંતોષથી રહેવા અને બધાને સલામતી સાથે પાર ઉતારવાની ખુશખબરી આપી, અને જ્યારે જહાઝ પહાડ નજીક આવ્યું તો બધા જહાઝવાસીઓને એમ લાગ્યું કે, કોઈએ તેને પહાડ તરફથી બીજી બાજુ હટાવી લીધું. જહાઝવાસીઓએ આ હાલત જોતાં સૈયદ સાહબ પાસે વિગત માંગી. સૈયદ સાહબે બધી હક઼ીક઼ત જણાવી. આ જાણી જહાઝવાસીઓ હઝરતના મુઅતક઼ીદ બન્યા અને આપથી ખુલૂસ રાખ્યો. સૈયદ યાસીન સાહબ જ્યારે અહમદાબાદ પહોંચ્યા ત્યારે હઝરતની બારગાહમાં હાજર થયા અને બૈઅતની નેઅમતથી મુશર્રફ થઈ થોડીક જ મુદ્દતમાં ખિલાફતની નેઅમતનો પણ શર્ફ હાંસલ કર્યો.

## ★ પગરખાની કરામત ★

એક વખત ફય્ઝે ગંજુર અલ્લામ વજીહુદ્દીન رحمۃ اللہ علیہ પોતાના થોડાક શાગિર્દો સાથે બળદગાડામાં હઝરત ગંજે અહમદ મગરેબી (قدس سرہ)ના મઝાર મુબારકની ઝિયારત માટે તશરીફ લઈ જતા હતા. એકાએક એક મસ્ત હાથી, જે મહાવતના કબજામાંથી સરકી જઈ ગાંડોતુર અને તોફાને ચઢયો હતો, ગાડા સામે આવી પહોંચ્યો. રસ્તો સાંકડો હોવાથી ગાડુ આઘુ પાછુ કરવું મુશ્કેલ હતું અને હાથી પણ તોફાને ચઢેલો હતો, આવી હાલતમાં બધાને ગભરામણ છૂટી. આપે એક શાગિર્દ પાસે આપનું પગરખું મંગાવ્યું અને તેને હાથી તરફ ફેક્યું. થોડાક જ ક઼દમ આગળ વધ્યા પછી હાથીનું તોફાન ઓસરી ગયું અને તે પાછળ ભાગી ગયો. આપની



આ કરામતે શાગિર્દોના ઈખ્લાસ એઅ્તકાદમાં ઉમેરો કર્યો.

## ★ બાજીગર બાદશાહ બન્યો ! ★

એક વખત સરકારે વજીહુદ્દીન رحمۃ اللہ علیہ પોતાના શાગિર્દોને સબક પઢાવી રહ્યા હતા. ત્યાં એક શોઅબ્દાગર આવ્યો, જે પોતાના વિષયમાં અજોડ હોઈ, કમાલ તમાશા દેખાડવા લાગ્યો. આક઼ાએ નેઅમતે તેને કહ્યું, તું મોટો કમાલ ધરાવે છે અને તેં વિસ્મયયુક્ત તમાશા દેખાડયા ! એમ કહી હુજરા તરફ ઈશારો કરી કહ્યું, જા ગોખલામાંથી કિતાબ લઈ આવ. શોઅબદાબાઝ ઝટ ઉઠી હુજરા તરફ ધસ્યો અને કિતાબ ઉઠાવવા વિચાર્યું, ત્યાં તો એકાએક ન હુજરો છે, ન ગોખલો, ન કિતાબ ! અને પોતે એક વિશાળ મેદાનમાં છે. આ જોતાં બાજીગર ભયભીત બની ગયો, તેને ન સમજાયું કે, આ શું થઈ ગયું ! તે એક જંગલ તરફ ચાલી નીકળ્યો, જ્યારે થોડે દૂર ગયો ત્યારે તેણે એક મોટું લશ્કર તેના તરફ આવતું જોયું, જેમાં હાથી, ઘોડા, નગારાં, નિશાન બધું જ મૌજૂદ છે. આ જોતાં પેલા બાજીગરને કાંઈક શાંતિ વળી, અને પેલા લશ્કરીઓને મળવા આગળ વધ્યો. ફૌજ પણ નજીક આવતી રહી, આ બધાની આગળ એક હાથી હતો, જેની સૂંઢમાં જવાહરનો એક હાર લટકી રહ્યો હતો. પેલા હાથીએ એ હાર બાજીગરના ગળામાં નાંખ્યો. હાર જેવો બાજીગરના ડોકમાં પડે છે, તેવા જ પેલા કાફલાવાળા બાજીગર પાસે દોડી આવ્યા. અને ભેટ સોગાત તેની આગળ ધરવા માંડી, અને તેને બાદશાહીની મુબારકબાદો આપવા લાગ્યા. પેલો બાજીગર તો આ બધું જોઈ છક થઈ ગયો. કોઈને આ અંગે પૂછતાછ કરવાની તેની હિમ્મત ન થઈ.

પેલા કાફલાવાળા તેને શાહી ઠાઠમાઠથી શહેરમાં લાવ્યા અને શાહી પોશાક પરાધીન કરાવી શાહી તખ્ત પર બેસાડી નવેસરથી મુબારકબાદીની રસમો અદા કરી. દરેક માણસ બાજીગર સાથે

ખડા થઈ આજ્ઞાપાલનની ઈન્તેઝારી કરવા લાગ્યો. બાજીગરને તો એબી–ગેબી બાદશાહી મળતાં તે તો મોજશોખમાં પડી ગયો અને પોતાની મૂળ હક઼ીક઼તથી વિમુખ થઈ ગયો.

કેટલાક દિવસ એશ આરામથી રાજ્ય કરતો રહ્યો. ફિક્ર ગમને પોતાની પાસે ફરકવા પણ ન દીધા.

એક દિવસની વાત કે બાજીગર પોતાના સિપાઈઓ સાથે જંગલમાં શિકારે ગયો અને જંગલમાં એક શિકાર પાછળ ઘોડો દોડાવ્યો. શિકાર જંગલ તરફ દોડયો અને બાદશાહ સિપાઈઓથી વિખૂટો થઈ એકલો પડી ગયો. અહીં તેણે જોયું કે, શિકાર કેવો અને જંગલ કેવું ? અહીં તો પેલો હુજરો અને ગોખલો જ છે, જ્યાંથી થોડા વર્ષો પહેલાં આ દુનિયાથી બીજી દુનિયામાં ગયો હતો. હવે તેને યાદ આવ્યું કે, હઝરતના હુકમથી કિતાબ લેવા આ હુજરામાં આવ્યો હતો. આવી ભાંજગડ અને હેરાનીમાં કિતાબ ઉઠાવી હુજરા બહાર આવ્યો અને હઝરતની રૂબરૂ આવી ધરતી પર ઢળી પડયો. ઐશ ઈશરત ગુમાઈ જતાં હઝરત આગળ ગમ કરવા લાગ્યો. હઝરતે આ જોઈ હળવું સ્મિત કર્યું અને કહ્યું કે, આ બધાનો વિચાર કરી અલ્લાહનો શુક્ર બજાવ અને સમજ કે ટકી રહેનાર કુદરત દરેક ચીજ પર કાબૂ ધરાવે છે.

### ★ પાણી શુદ્ધ કાચ જેવું થઈ ગયું ! ★

આક઼ાએ નેઅમતની વફાતના વર્ષે હૌઝ મુબારકનો પાણીનો રંગ બદલાઈ જતાં, લોકોએ હૌઝ ખાલી કરવા વિચાર કર્યો પરંતુ પાણી બહાર જવાના બાકોરામાં લાકડી ભરાએલી હોવાથી અને તે કોઈ રીતે નીકળવી અશક્ય હોવાના કારણે મુશ્કેલી ઊભી થઈ. એવામાં હઝરત વજીહુલ મિલ્લત رحمۃ اللہ علیہ હૌઝ તરફ તશરીફ લાવ્યા અને જે જગા પર બેસી વુઝૂ ફર્માવતા રહેતા, ત્યાં તશરીફ



રાખી પોતાના હાથ મુબારકથી હૌઝમાંથી પાણી લઈ મસ્ત નજરે જોઈ એક વખત હૌઝના પાણી પર છાલક મારી. આ રીતે ત્રણવાર કરતાં હૌઝનું પાણી શુદ્ધ કાચ જેવું થઈ ગયું. આજે પણ આ અમૃત જળ સમા પાણીનો લોકો રોગો પર ઉપયોગ કરી રહ્યા છે. ખાસ કરી કુંદઝહન (કમજોર દિમાગ) લોકો, જેમની જીભ પકડાતી હોય, તેવાઓ માટે આ પાણીનો ઉપયોગ શિફારૂપ છે. આ સિવાય પણ બીજા રોગો અને હાજતો માટે પણ ઘણા લોકો આ પાણી લઈ જાય છે, અને ખુશ અક઼ીદગીથી તેનો ફયૂઝ મેળવે છે. આ રીતે આપનો ફયૂઝ જાહેરી જિંદગી જેવો જ આપના વિસાલ પછી પણ હાલતમાં જારી જ છે.

### ★ હૌઝની માટી ★

અબ્દુલ લતીફ ધોલકવી કે જે આપના શાગિર્દ અને મુરીદ હતા. શરૂઆતમાં તેમને ઈલ્મ પ્રાપ્તિમાં ઉણપ રહેતી હતી. એક દિવસ સવારના સમયે ઠંડીના દિવસોમાં મૌલાના હસન ફરાગી હૌઝના કિનારે આવી બેઠા હતા અને અબ્દુલ લતીફ મસ્જિદમાં સબકનો અભ્યાસ કરી રહ્યા હતા. હઝરત ફરાગીએ અબ્દુલ લતીફને સબકની હક઼ીક઼ત પૂછતાં તેમણે કહ્યું, જો હૌઝના તળિયાની માટી ચાટો તો, તમારા પર અભ્યાસનો પ્રકાશ પડી જશે. આ સાંભળતાં જ ધોલકવી હૌઝમાં પડયા, પણ ઠંડીના કારણે મરેલા જેવા બહાર કાઢયા. હઝરતને લોકોએ આ બનાવથી વાકેફ કરતાં ફર્માવ્યું, મૌલાના હસને તો મજાક કરી, પરંતુ અબ્દુલ લતીફના એઅ્તેકાદે તેનો મક઼સદ બર આણ્યો. તે દિવસથી અલ્લાહ તઆલાએ તેમના પર ઈલ્મ, ઈદારત અને બુદ્ધિની નહેર જારી ફર્માવી દીધી. થોડીક મુદ્દતમાં ઈલ્મનું કામ પૂરું કરી હઝરતની વિદાય લઈ, જ્યાં આપે ફર્માવ્યું, ત્યાં જઈ પઢાવવાના કામમાં લાગી ગયા. *['ગુલઝારે વજીહ' (સંપાદક : મર્હૂમ ઈસ્માઈલ મુહમ્મદ હાફેઝ નબુપુરી)માંથી સાભાર]*